# આતશ

## તેનું અવસ્તામાં મલતું વર્ણન.

### બીજા ધર્મોમાં આવેલી એની બીનાના મુકાબલા સાથે

મુલ્લાં ફીરોઝ મદ્રેસાનો બાઇ મીઠીબાઇ પ્રાઇઝનો

સને ૧૮૮૩ ના સાલનો

 રેસાલો.



લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી.



મુંબઈ મધે

ફોર્ટ પ્રિંટિંગ પ્રેસમાં છાપ્યું છે.



૧૮૮૪.

૨૧૯૫

# અવસ્તા મધે આતશ વિષે આવેલી બીનાઓનો બીજા ધર્મો મધે આવેલી બીનાઓ સાથેનો મુકાબલો.



## બાબ ૧ લો.

### આતશ શબ્દનો ધાતુ અને અર્થ.



**૧ "આતશ"ને મલતા બીજી ભાષાના બોલો**—એ બોલ જંદમાં [illegible] કરી મલેછે એની ૧ લી એકવચન [illegible] થાય છે તે ઉપરથી પેહલવીમાં એ શબ્દ [illegible] કરી મલેછે. મી० કુન્તે પ્રમાણે એ શબ્દ વેદમાં हताश् છે.

ખીલારોકીમાં=આત્રીન,

પાજંદમાં=આતશ,

ફારશીમાં=આતશ,

કુરદીશમાં=અધોર, અથવા આરન, અથવા એર,

આફગાની=ઓર,

બલુચી=આઝર,

આરમીનીઅન=આતુર.

**૨ એ શબ્દનો ધાતુ**—એ શબ્દ જંદ [illegible] એટલે "ખાવું" એ ધાતુ ઉપલથી નીકલેલોછે કે જેને મલતા બીજી ભાષાના ધાતુઓ નીચે પ્રમાણે છે. (સંસ.)अद्=(Lat.) edere=(Saxon) etan. એજ ધાતુ ઉપરથી આપણો અંગ્રેજી શબ્દ eat નીકલ્યો છે.

**૩ એ શબ્દનો હાલમાં સાધારણ અર્થ**—એ શબ્દનો સાધારણ અર્થ એ છે કે "ગરમીનું અને રોશનીનું નજરે પડતું રૂપ;" પછી તે ગરમી અને રોશની કોઇ પણ મુળમાંથી ઉત્પન્ન થાય: ૧ યંત્ર પ્રકરણી બલના મુલો ( Mechanical sources )થી, દાખલા તરીકે ઘસારા (friction) યા દબાણ (Compression) થી, ૨ રસાયણી ક્રિયાનાં મુળો (Chemical sources) થી, યા ૩ કુદરતી મુળો (Physical sources)થી. જેમકે ૧) સુર્યથી, ૨) જમીનના માહેલા ભીતરેથી અને ૩) વીજલીથી.

**૪ અસલના વખતમાં એ શબ્દનો અર્થ**—અસલના વખતમાં જ્યારે સઘલા આર્ય ભાઇબંધુઓ સાથે વસ્તા હતા, જ્યારે અવસ્તાવાલાઓના વડવાઓ, તેમજ વેદવાલાના વડવાઓ અને યુનાની તેમજ રૂમી વિગેરે બીજા પશ્ચિમ તરફના લોકોના વડવાઓ એકજ મુલકમાં વસતા હતા, ત્યારે માણસો, ઉપર વર્ણન કરેલા ત્રણ વર્ગોમાંના છેલા વર્ગનેજ એટલે કુદરતી મુળોમાંથી મલતી "ગરમી અને રોશનીનાં નજરે પડતાં રૂપ"નેજ આતશ ગણતા હોવા જોઇએ. યાદ રાખવું જોઇએ કે આપણે બોલ્યે છીએ તે ઘણા અસલી જમાના વિષે—અવસ્તા અને વેદનાં લખાણના જમાના કરતાં પણ હજારો વર્ષ આગમચના જમાના વિષે—બોલ્યે છીએ કે જે જમાનો માણસ જાતની આએ પૃથ્વી ઉપરની પેદાયશ પછીનો તુરતનો જમાનો હતો. તે જમાનામાં તેઓ આતશ વિષે જે જાણતા હતા તે ફક્ત વીજલી પડતી તેના ચમકારાથી, અથવા તો કોઇ બળતા પાહાડનો ધુંવો જે જમીન માંહેલી ભીતરની ગરમી જાહેર પાડતો હતો તે ઉપરથી, અથવા તો સુર્યની ગરમી જે તેઓને હુનાલામાં સખ્ત લાગતી હતી તે ઉપરથી. ઉપર વર્ણન કરેલાં ૧ લાં અને ૨ જાં મુળોની ગરમી વિષે તેઓ કાંઇ જાણતા ન હતા. રસાયણી ક્રિયાથી ગરમી કેમ ઉત્પન્ન થાય તે વિષે તેઓને કાંઈ ખબર ન હતી.

વળી એ ઉપર વર્ણન કરેલા ૧ લા વર્ગ વિષે, એટલે યંત્ર પ્રકરણી બળથી ઉત્પન્ન થતી ગરમી, દાખલા તરીકે ઘસારાથી ઉત્પન્ન થતી ગરમી વિષે, તેઓ અજ્ઞાન હતા. એમ શાએર ફીરદોશી ઉપરથી આપ-

ણને માલમ પડેછે. ફીરદોશોનાં કહેવા પ્રમાણે ઘસારાથી ઉત્પન્ન થતા આતશની શોધતા છેક શાહ હોસંગના વખતમાં થઇ હતી. શાહ હોસંગે એક વખત ફરતાં ફરતાં એક સાંપ જોયો જેની ઉપર તેણે એક મોટો પથ્થર માર્યો. તે પથ્થર જઇને એક બીજા પથ્થરને અથડયો. એઓના અથડાવાથી આતશ ઉત્પન્ન થયો. હોસંગ આએ રોશન નુર જોઇ ખુશ થઇ ગયો અને તેણે તે આતશ રોશન કરી એક જગાએ મુકરર કર્યો; અને તેની ખુશાલીમાં એક મોટું જશન કર્યું કે જે આજ સુધી "જશને સદેહ" નાં નામથી મશહુર છે.

**૫ એ શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ**—𐬀𐬛 =अद्= ખાવું એ ધાતુ ઉપરથી એ શબ્દનો અર્થ ખાનાર થાય છે. મી૦ કુન્તે પ્રમાણે વેદીક हुताश् નો અર્થ પણ "ખાનાર છે."

**૬ એ અર્થનું કારણ**—હવે આતશને "ખાઈ જનાર" કરી નામ શું કારણથી મળ્યું તે વિષે આપણ વિચાર કર્યે. વિદ્વાન મેક્ષ મુલર ભાષા-શાસ્ત્રના કાયદાઓ પ્રમાણે આપણને સમજાવે છે કે આએ દુનીયામાં માણસ જાતે પોતાના જન્મ પછી પોતાની ભાષા પોતે ઘડવા માડી હશે. એ વીદ્વાન જેમ ધર્મની તેમજ ભાષાની ઉત્પન્તી ઇશ્વર-કૃત્ય-શાસ્ત્ર (Revelation) થી ના પાડેછે. ધર્મની એ ઉત્પન્તી વિષે વાંચનારના ગમે તે વિચાર હોય પણ ભાષાના સંબંધમાં એ વિદ્વાનનું કહેવું તેને તુરત સમજ પડશે. તેના કહેવા પ્રમાણે માણસ જાતે પોતાની ભાષા બનાવવામાં પેહેલ વેહેલા થોડા, આસરે ૨૦૦ થી ૩૦૦ ધાતુઓ, અવાજના એક મળતાપણાંથી, પોતાનાં કામો દર્શાવા માટે ઉત્પન્ન કર્યા. પછી તેઓ તે ધાતુને, ઉપસર્ગો અને પ્રત્યયો લગાડી, પોતાને મળતાં કામો દર્શાવા માટે ઓહોલી કુદરતમાં નજરે પડતી તરેહવાર ચીજોને લગાડવા લાગા. એવા શબ્દોની ટીપમાં આપણો "આતશ" પણ આવેછે. એનું જંદનું નામ "આતર," "𐬀𐬛=अद्=ખાઈ જવું" ધાતુને ઉપસર્ગ 𐬁 અને પ્રત્યય 𐬀𐬭 લાગવાથી (𐬁+𐬀𐬛+𐬀𐬭=𐬁𐬛𐬀𐬭=𐬁𐬙𐬀𐬭) ઉત્પન્ન થયુંછે.

આપણે ઉપર જોયુંકે અસલી એર્યનોને, ખુદ અસલી માણસ જાતને "આતશ" નો વિચાર વીજલી, સુર્યની ગરમી, વિગેરે ગરમીના ત્રીજા વર્ગનાં કુદરતી મુળો ઉપરથી આવતો હતો. તેઓ જોતા હતા કે કોઇ વખતે સુર્યની ગરમી ઘણી હતી તો એકાએક મોટાં વેરાંન જંગલો સલગી ઉઠતાં હતાં. જે વિષે આપણ પછવાડે વધારે તપાસ કરીશું. એ પ્રમાણે હાલ પણ અમેરીકાનાં કેટલાંક જંગલો (prairies) માં બનેછે. ઉનાળામાં કોઇ દીવસે જયારે ગરમી ઘણી હે યછે, ત્યારે કોઈ મુલકો, જયાં હુવા વરાળ રૂપી પાણી વગરની એટલે સુકકી હોયછે, ત્યાં એ ઝાડોની ડાંખળી એકમેક સાથે જરા પણ અથડાવાથી ઘસારો થઇ આતશ સળગી ઉઠી, મોટી આગ લાગી ઉઠેછે, અને જંગલોના જંગલો કેટલાક મૈલના મૈલ સૂધી બળી જાય છે.

વળી તે અસલનાં માણસો જોતાં હતાં કે કોઈક વખત વીજળીનો ચમકારો પડતો તો તેથી કોઇ ઝાડ સળગી ઉઠી મોટા વીસ્તારનાં જંગલો બળી જતાં હતાં.

વળી તેઓ જોતાં હતાં કે જયારે કોઇક પાહાડ ફાટતો ત્યારે તેમાંથી બળતો ધુંવો નીકળતો હતો જે તેમાંની વરાળ અને બીજા બળતા બત અને પ્રવાહી પદાર્થો (lava) સાથે તે પાહાડની સેંકડો મૈલ આજુબાજુ ફરીવળી સઘળું બાળી નાખતા હતા. અહીં વાંચનારને યાદ રાખવું જોઇએ કે ભૂરચના શાસ્ત્રીઓ (Geologists) ના કહેવા પ્રમાણે હાલના જમાનાના જીવતા જવાળામુખી પાહાડો (living volcanoes) તો આગલા જમાનાના—અને તે કાંઇ સદીઓ આગમચના નહીં પણ હજારોઓ આગમચના જમાનાના—પાહડો આગળ કુચ નથી. હાલ પૃથ્વી ઉપર ઘણાક મરણ પામેલા (dead) જવાળામુખી પાહાડો છે જે ઉપરની તપાસ ઉપરથી ભૂરચના શાસ્ત્રીઓ કહે છે કે તેઓ જોકે જેટલા જમાનાની આપણી પાસે તવારીખ છે તે જમાના (historic) માં તો નહીં પણ તેની આગમચના (pre-historic) જમાનામાં ખચીત ઘણા જીવતા હોવા જોઇએ.

એ જુદા જુદા કુદરતી બનાવો ઉપરથી ત્યારે તે અસલી જમાનાના માણસો "આતશ" વિષે ખેઆલ બાંધતા હતા અને જોતા હતા

કે તે સઘળું બાલીને ભસમ કરી નાખનો હતો. હવે ત્યારે આતશના એ બાલીને ભસમ કરી નાખવાનાં કામ ઉપરથી તેઓએ તેને કાંઇ નામ આપવાની તજવીજ કરી. હવે આપણે આગળ કહ્યું કે તેઓ તો પોતાની ભાષા બનાવતા જતા હતા. તેઓ પાસે "બાળી નાખવું ભસમ કરી નાખવુ" એવા અર્થનો કોઈધાતુ ન હતો. તેઓનો જમાનો તો હજુરનો ભાષાની બચગીનો જમાનો હતો, તેથી તેઓએ આપણે આગળકહ્યું તેમ પોતાના કામકાજો સાથ તે આતશનાં કામને સરખાવી પોતાનાં કામકાજનો બોલ આતશને લગાડવાની તજવીજ કીધી. એબોલ "ખાવુ" હતું. તેઓએ જોયું કે જેમ તેઓ કોઈ ચીજને ચાવી ચાવીને ખાઇ જતા હતા, અને ભસમ કરી નાખતા હતા, તે પ્રમાણે આતશ પણ આસપાસની કુદરતને જાંને ખાઇ જતો હતો. તે સઘળું બાળીને ભસમ કરી નાખતો હતો એટલે ખાઇ જતો હતો; એ ઉપરથી તેઓએ આતશને તેનાં કામ ઉપરથી નામ આપ્યું કે "આતર" એટલે "ખાઇ જનાર."

**૭ સંસ્કૃત વેદથી એને ટેકો.**—હવે સંસ્કૃત વેદથી એ બાબદને ટેકો મળે છે. રોગવેદમાં એક ઠેકાણે લખે છે કે અગ્ની (આતશ ઉપરના દેવતા) એ પોતાના પેદા કરનાર, પોતાના બાપને ખાધો. એનો અર્થ વેદના એક બીજા ભાગ ઉપરથી સમજ પડેછે. જયાં એને વાસ્તે કહેછેકે અગ્ની બે લાકડાંના ટુકડામાંથી જન્મે છે. જે ઉપરથી એને એક ઠેકાણે "द्वि माता" એટલે બે માબાપથી જન્મેલો કહે છે. હવે અગ્નીએ પોતાના બાપને ખાધો એટલેકે જે બે લાકડાંના કટકાના ઘસારા (friction) થી અને સળગવાથી એને જન્મ મળેછે, તે કટકા તે જાણે અગ્નીનો બાપ; કારણકે તેઓ એને ઉત્પન્ન કરેછે. હવે અગ્ની (આતશ), પોતે ઉત્પન્ન થયા પછી તેજ બે કટકા, કે જેઓ ઘસારાથી એને ઉત્પન્ન કરેછે, તે કટકાઓને બાળી ભસમ કરે છે. એટલે ત્યારે પોતાના પેદા કરનાર બાપને ખાઈ જાય છે. અહીં પણ ત્યારે આતશની બાળવાની શકિતને ખાવાનું નામ આપ્યું છે.

એ ઉપરથી ત્યારે આતશને ‌[illegible]=ખાવું ધાતુ ઉપરથી શું કારણ નામ મલ્યું તે સમજ પડેછે. અહીં આપણે એનો મુળ શબ્દ

પ્રમાણે (Literally) અર્થ લંબાણથી મુકરર કર્યો તે ફક્ત તેના ધાતુ જાણવા માટેજ નહીં પણ એ ધાતુની તપાસ ઉપરથી આપણને બીજું ઘણુક જાંણવાનું કારણ મલ્યું, કે આતશને તેનું એ નામ ઘણા અસલી જમાનાથી મલ્યું હશે. અસલી જમાનો કે જયારે અવસ્તાવાલાઓના અને વેદવાલાઓના તેમજ પશ્ચિમ તરફ છુટા પડેલા એરીઅનોના વડવાઓ, અને તે પણ હજારો વર્ષ આગમચના વડવાઓ એકજ હતા; જયારે માણસ જાતની ભાષા પોતાની ખુદ બચગીમાં હતી; જયારે આતશ વિષે માણસ ફક્ત કુદરતના ઓહોળા અદભુત બનાવ ઉપરથીજ ખેઆલ બાંધતો હતો; જયારે માણસ આતશને હજુર પોતાના સંસારી ઉપયોગમાં, જેવાકે ખાનુપકાવવામાં હજુર લાવતો ન હતો.

હવે જેમ આતશનું એ નામ તેને ઘણા અસલી જમાનાથી મલ્યુ હતું, તેમજ તેની સ્તુતી, તેની વખાણ, તેને નુરી કેબલા તરીકે ગણવાનો વિચાર, પણ એ ઘણા અસલી જમાનાથી, લગભગ આએ દુન્યા માણસ જાતથી વસાઇ ત્યારથી, શરૂ થયલો હોવો જોઇએ, તે વિષે આપણ આગળ વિચાર કરીશું; અને જોઇશું કે હાલના પારસીઓ આતશને તે યજદાનના નુરી કેબલા તરીકે જે માન આપે છે તે આજકાલનું નથી; નથી તે પાંચ પચીશ દાહેકાનું, કે નથી પાંચ પચીશ સદીનું, નથી તે પાંચ પચીશ સદીનું કે થોડાક હજારાનું; પણ ઘણા કદીમમાં કદીમ વખતનું છે, જયારે જેમ આપણા અવસ્તાવાલાઓના, તેમજ વેદવાલાઓના, જેમ યુનાનીઓના, તેમજ રૂમીઓનાં, ટુકમાં હાલના કુલે માણસ જાતના વડવાઓ, એને એ માન આપતા હતા.

**૮ અવસ્તામાં આતશ શબ્દ કયે અર્થે વપરાયલો છે?**—અવસ્તામાં "આતશ" શબ્દ એક કરતાં વધારે અર્થે વપરાયલો દીસેછે. "આતશ" શબ્દથી આપણે સાધારણ રીતે જે "ગરમી અને રોશનીનું નજરે પડતું રૂપ" સમજીએ છીએ તે અર્થ સાથે બીજા કોઇ અર્થે આતશ શબ્દ વપડાયો હોય એવું દીસેછે.

**૯ મેદમ બ્લાવટસ્કીએ કરેલા વર્ગો.**—મેદમ બ્લાવટસ્કી નામની એક કાબેલ બાનું પોતાની ચોપડીમાં કેહછેકે સઘલા જ-

માના અને મુલકની કદીમ ફીલસુફીમાં આતશને તેનાં ૩) અર્થમાં ગણવામાં આવ્યો છે, એ ત્રણ અર્થો નીચે પ્રમાણે છે.

૧) તેનો સાધારણ અર્થ એટલેકે આતશ તરીકે આપણને આએ દુનીયામાં તેનું નજરે પડતુ રૂપ.

૨) તેનું અનદીથ રૂપ. એ રૂપમાં જ્યાં સુધી તે અચલ અથવા જડ (inert;) હોયછે ત્યાં સુધી કોઇ પણ રીતે તે આપણને માલમ પડતો નથી. પણ તેની ગતી—માન અથવા ચપલ (active) હાલતમાં તે ગરમી, રોશની રસાયણી સંયોગ અને વીજલીની કુદરતી શક્તિઓ (Physical agents) તરીકે જાહેર પડે છે.

૩) જો તે ઉપર મવક્કલ થયલી શક્તિ એટલે જાંણે તે ઉપર મવક્કલ થયલો ફરેસ્તો જેને આપણે આદર યજદતરીકે ઓલખચે છીએ.

**૧૦ સાધારણ અર્થ.**—હવે પેહેલાં રૂપ વિષે આપણને અંહી કાંઇ બોલવાનું નથી. આપણ હાલમાં આતશ વિષે જે ખેઆલ બાંધ્યે છીએ તે તેનાં એ રૂપમાં છે.

**૧૧ આતશ ઉપર મવક્કલ શક્તિ.**—તેના ત્રીજા અર્થ વિષે પણ આપણને ઝાજું બોલવાનું નથી કારણકે અવસ્તામાં જે કાંઇ આતશ વિષે કેહવામાં આવ્યુંછે તે ઘણું ખરૂં કાંઇ તેની ઉપર મવક્કલ થયલા ફરેસ્તા "આદરયજદ" વિષે નથી પણ ખુદ આતશ વિષે છે.

**૧૨ અનદીથ** (INVISIBLE) **રૂપ.**—આપણને એ બીજા અર્થે વપડાયલા આતશ વિષે ઘણું બોલવાનું છે. એ અર્થે આતશ શબ્દ અવસ્તામાં વપડાયો હોય એવું કેહી શકાય છે, પણ તે કેટલી હદ સુધી અને કેવી રીતે તે કેહવાઈ શકાતું નથી.

આપણા અવસ્તામાં આતશ વિષે જે લખાંણ છે તે ઉપરથી આ બાબેની પુરતી ખોલ કરવાનું આપણી પાસે પુરતું બેતર નથી. આતશ વિષે અવસ્તામાં જે સરાસરી લખાંણ છે તે ફક્ત યજશનેનો ૬૨ મો હા છે, જે છુટો આતશની નીઆએશ તરીકે જણાયલો છે. એ હા સિવાય ૧૭ માં હામાં એ આતશના જુદા જુદા વર્ગોનું વર્ણન આવે છે. યજશનેના છુટા છુટા હાઓમાં થોડાક ઇશારાઓ આવે છે. વળી

ગાથામાં થોડુંક છુટું છવાયું લખાણ મલેછે. વંદીદાદમાં આતશના સંબંધમાં લખાણ આવે છે તે આપણા સવાલની બાબદમાં અજવાલું નાખવાને માટે ઉપયોગી નથી કારણ કે તે ઘણું ખરૂં આતશના સંબંધની ક્રિયાના બાબમાં છે.

એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે અવસ્તાનું જે લખાંણ આપણી પાસે હાલ બચી રહ્યું છે તે એ તપાસ ઉપર પુરતું અજવાલું નાખવા માટે બસ નથી.

હવે એ બીજા અર્થે એટલે કે અનદીથ (Invisible) રૂપના અર્થે આતશ અવસ્તામાં વપરાયો છે કે નહીં તે બાબેની તપાસ કરવા આગમચ આપણે એ અનદીથ રૂપ એટલે શું તે પુરતી રીતે ધ્યાંનમાં લેઇએ અને તેનો અર્થ હાલની કુદરતી વિદ્યાના સંબંધમાં મુકરર કર્યે.

**૧૩ હાલની વિદ્યા પ્રમાણે એ અનદીથ રૂપનું નામ.**— આતશનું એ અનદીથ રૂપ હાલની વિદ્યામાં (Ether) ઇડરને નામે જણાયલુંછે. ભાષાશાસ્ત્ર પ્રમાણે એ આતર અને ઇડર શબ્દો વચ્ચે કેટલો સંબંધ છે તે હું ચોકસ કેહી શક્તો નથી. સાધારણ રીતે હવાનું અતી ઘણુ પાતલું રૂપ તે "ઇડર" એમ જાણાયલુંછે. હવાને તો વજન હોયછે પણ એ "ઇડર" નામના પદાર્થને તો કાંઇ વજન હોતો નથી, અથવા તો એમ કહયે કે, એનો વજન માપી શકાતોજ નથી. એ ઇડરને એક પદાર્થ તરીકે કેહતાં પણ આપણને આંચકી લાગે છે કારણકે પદાર્થના ગુણ– નિરૂપણ (definition) પ્રમાણે તો "જે ચીજને વજન હોય તે પદાર્થ." પણ એ નીર્વજન અને અનદીથ (Inponderable and invisible) રૂપ દર્શાવનાર કોઇ શબ્દ નહી હોવાથી આપણે એને એક પદાર્થ તરીકે કહીશું. હવે વિદ્વાંનોના કેહવા પ્રમાણે એ "ઇડર" નામનો પદાર્થ આપણી પૃથ્વિ ઉપરના દરેક પદાર્થમાં સમાયલો છે અને એ પદાર્થ મારફતે ગરમી ઉત્પન્ન થાયછે.

**૧૪ ગરમી વિષે હાલનું અનુમાન**—ગરમી વિષેનું હાલનું કુદરતી વીદ્યાનું અનુમાન (theory) એછે કે જેમ અવાજ હવાની હીલચાલની મારફતે પ્રસાર થાયછે તેમ ગરમી એ

"ઇઠર" નામના પદાર્થને મોજાની પેઠે ગતીમાં નાખવાથી ઉત્પન્ન થાયછે. એ અનુમાનને હાલ આપણે ગરમી વિષેનું—મોજાનું—હીલચાલીક—**અનુમાન** (Undulatory theory of heat) તરીકે ઓલખ્યે છીએ. હાલના વિદ્વાનોએ ગરમી વિષેની તરેહવાર કલ્પનાઓમાં એ અનુમાન કબુલ રાખ્યુંછે. ગરમીના બનાવો (phenomena)નું વર્ણન અને સમજ આપણે એ અનુમાનથી આપી શકચે છીએ.

એ અનુમાન પ્રમાણે હાલ આપણે સમજીએ છીએકે એ ગરમી કોઈપણ ચીજની એક ચોકસ હાલતછે. કોઇ પણ ચીજનાં રચકણો અને તેમાં સમાયલાં "ઇઠર" નામનાં પદાર્થનાં રચકણો હમેશાં હીલચાલ કરેછે. એ હીલચાલ આપાણાં શરીરના કોઈ ભાગને લાગવાથી આપણને ગરમી જણાયછે. ગરમ પદાર્થોમાં એ રચકણો ઘણા જોશમાં હાલેછે, અને થંડા પદાર્થમાં ધીમેથી. વળી એક ચીજ બીજી ચીજને ગરમી આપેછે તે એ ઇઠર નામનાં પદાર્થ મારફતે. તે ચીજ એ ઇઠરનાં રચકણોને હીલચાલ આપી તે બાજી ચીજમાં ગરમી ઉત્પન્ન કરેછે.

**૧૫ રોશની વીજલી વિષે અનુમાન**—હવે ગરમીની ઉત્પન્તી વિષે જેવું એ અનુમાન છે તેવુંજ રોશની વિષે અને નજદીક તેવુંજ વીજલી વિષેછે. ટુંકમાં એ કુદરતી શકિતઓ (Physical agents) વિષેનું હાલનું અનુમાન (undulatorytheory) ઇઠર નામના એક એવા અતીઘણા સુક્ષમીક પાટલા અને નહીં જોખાઇ શકે એવા પદાર્થની હસ્તી માને છે.

**૧૬ ઇઠર તે આતશ**—હવે એ "ઇઠર" નામનો અતી ઘણો પટલો નહી જોખાઇ શકાય તેવો પદાર્થ જો હરેક પદાર્થમાં સમાયલોછે, અને જેની મારફતે ગરમી અને પછી તેનું નજરે પડતું રૂપ "આતશ" ઉત્પન્ન થાયછે, તે પદાર્થ અસલના જમાનામાં આતશ (તેના એક અર્થમાં) તરીકે જણાયલો હતો. ઇઠર શબ્દનો ખુદ ધાતુજ આતશનો એક ગુણ દરસાવી આતર શબ્દ સાથ પોતાનો સંબંધ દેખાડે છે. ડાકટર ઉવેબસ્ટર એ શબ્દનું મુળ એક ગ્રીક ધાતુ લેછે જેનો અર્થ પ્રકાશવું, સળગવું (to light up, kindle, burn or blazo) એવો થાયછે.

અવસ્તામાં આતશ શબ્દ એ પ્રમાણે એ ગરમી ઉત્પન્ન કરનાર સાધણ "ઇઠર" ને અર્થે વપરાયલો છે કે નહીં તે તપાસવા આગમચ આપણે એ બાબદમાં જરા વધારે દાખલ થઇ અસલી પ્રજાઓ પોતાના ૪ અનાસરો વિષે શું ધારતા હતા તે તપાસીએ.

કદાચ વાંચનાર ધારશે કે આપણે આપણી બાબદથી વેગલા જઇએ છીએ. પણ આગલ ચાલતાં આપણને માલમ પડશે કે એ તપાસને આપણી બાબદ સાથે ઘણો સંબંધ છે. જો કે આપણે આ-ગલ કહયું તેમ આતશ વિષે વધારે ખોલ કરવાને, હાલનાં જલવાઇ ર-હેલાં અવસ્તાનાં પુસ્તકોમાં પુરતું ખેતર આપણને મલતું નથી તોપણ થોડીક બાબદોમાં આપણને ઇશારાઓ મલેછે કે "આતશ" શબ્દ સાધારણ અર્થ ઉપરાંત એ અત્યન્ત વાયુરૂપી હાલત ઇઠર જેની રજકણોની હીલચાલથી ગરમી, રોશની અને વીજલી ઉત્પન્ન થાયછે, તેને અર્થે વપરાયલો હોવો જોઇએ. હવે અસલી પ્રજાનાં ચાર અનાસરો ઉપરથી આપણી તપાસ જરા આગલ ચલાવ્યે.

**૧૭ અસલની પ્રજાનાં અનાસરો**—કહે છે કે, અસ-લના જમાનામાં, જયારે હાલનું રસાયણ શાસ્ત્ર જણાયલું ન હતું, ત્યારે આપણી પૃથ્વી ઉપરની સઘલી પેદાયશો ચાર અનાસ રો એટલે મુળતત્વોથી બનેલી ધારવામાં આવતી હતી; એ ચાર અનાસરો ૧) આતશ ૨) હવા ૩) પાણી અને ૪) જમીન હતાં. ક-હેછે કે હાલની વિદ્યાએ દેખાડી આપ્યું છે કે પાછલા ત્રણ પદાર્થો અ-નાસરો (મુળતત્વો) નથી પણ મિશ્ર પદાર્થો (compounds) છે, અને પેહેલો એટલે આપણી બાબદવાલો આતશ, એ તો ગરમી અને રોશનીનું ફકત નજરે પડતું રૂપ છે.

એ પ્રમાણે અસલનાં માણસો, એ ચાર અનાસરોને, આપણે ધાર્યે છીએ તેમ, જો મુળતત્વો ગણતા હોય તો, હાલનાં રસાયણ શાસ્ત્ર પ્રમાણે તેઓ ભુલતા હતા. પણ જો તેઓ એ ચારને અનાસર ગણી તેને માટે કોઇ બીજો ખેઆલ બાંધતા હોય તો આપણે તેની તપાસ ક-રવી જોઇએ કે તે શું ખેઆલ છે.

**૧૮ અનાસર એટલે પદાર્થની હાલત**—મારાં વિચાર પ્રમાણે જેમ હાલના રસાયણ શાસ્ત્રીઓ તેઓને હસી કાઢે છે કે અસલનાં માણસો, પોતાના રસાયણ શાસ્ત્રનાં અજ્ઞાનપણાને લીધે, એ ચારો અનાસરોને મુળતત્વો ગણતા હતા, તેમ નહી હતું. તેઓ, આપણે જેમ મુળતત્વ વિષે હાલ વિચાર બાંધ્યે છીએ તેમ એ ચાર પદાર્થોને મુળતત્વ ગણતા નહી હતા. પણ હું ધારૂંછું કે એ ચાર પદાર્થોથી તેઓ આપણી પૃથ્વી ઉપરની દરેક ચીજની હાલત જણાવતા હતા.

**૧૯ પદાર્થોની ૪ હાલત**—હાલ થોડુંક સુધી વિદ્વાંનો, અને હાલમાં પણ કેટલાક વિદ્વાંનો આપણી પૃથ્વી ઉપરની દરેક ચીજની હાલતના ત્રણ વર્ગ કરેછે. ૧ લી બસ્ત (solid) ૨ જી પ્રવાહી (liquid) અને ૩ જી વાયુરૂપી (gaseous).

**૨૦ ચોથી અત્યન્ત વાયુરૂપી હાલત**—હવે થોડુક થયું સીદ્ધ પદાર્થ વીજ્ઞાનના ઉસ્તાદો પદાર્થોની એક ચોથી હાલત ધારેછે કે જેને તેઓ અત્યન્ત વાયુરૂપી (ultra gaseous) હાલત કહેછે. કેટલાક વિદ્વાંનો પેહેલાં એ હાલતની હસ્તી ના પાડી તેને વાયુરૂપી ( gaseous ) હાલતના વર્ગમાંજ મેલતા હતા, પણ "ક્રુકસ" નામના વિદ્વાંને થોડાંક વર્ષપર પોતાની અથાગ મેહેનતથી વિદ્વાંનોની ખાતરી કરી આપી કે એવી હાલત પદાર્થોની ખરેખર છે. હાલના સુધરેલા જમાનામાં પણ વિદ્વાંનોને પોતાની નવી શોધોની સચ્ચાઇ સાબેત કરવાને ઘણી મેહેનત અને પીડા ખમવી પડેછે. કોણ નથી જાંણતું કે બીચારા "ગેલીલીઓ" ને આજે આપણને સાધારણ થઇ ગયલી વાત —કે આપણી પૃથ્વી થંબ નથી પણ ફરતી છે તે—માનવાને માટે અને દેખાડવાને માટે કેટલું ખમવું પડયું હતું ? એવીજ મેહેનત અને પીડા —પણ તે ગેલીલીઓનાં જેટલી નહી—મી૦ ક્રુકસને, પોતાની શોધ પ્રજા હજુર મેલતાં ખમવી પડી હતી જોકે તેનો મુખ્ય ભાગ તો આત્મ સ્વરૂપ પણા (spiritualism) પરના તેના એતેકાદને લીધે હતો. મી૦ ક્રુકસે પોતાના વીજલીક રોશની અને વીજલીક અસર સંબંધી અખત-

રાઓ—જે અખતરાઓ થોડાક માસપર સીદ્ધ પદાર્થ વીજ્ઞાનના આપણા ઉભરતા દેશી ઉસ્તાદ મો૦ નાએગાંમવાલાની મેહેનત અને ચંચલાઇથી આપણે આએ શેહેરમાં પેહેલ વેહેલાં ફરામજી ઇન્સ્ટીટયુતમાં ખાતરી ભરેલી રીતે જોવાને ભાગ્યશાલી થયા છેઇએ તે અખતરાઓ—થી આલમની ખાતરી કરીછેકે વાયુરૂપી હાલતની પેલી બાજુ, પેલીપાર, એટલેકે વાયુરૂપી હાલતની પછી પણ પદાર્થની એક હાલતછે, કે જેને અત્યન્ત વાયુરૂપી (ultra gaseous) હાલત કેહી શકયે.

અસલી જમાનામાંના લખનારાઓ અને વિદ્વાંનોએ, અનાસરો તરીકે, જે ચાર પદાર્થો જાહેર કર્યાછે તે, પદાર્થોની એ ચાર હાલત છે; નહીં કે જેમ હસી કાઢવામાં આવેછે તેમ ચાર મુળતત્વો છે. વાંચનાર સવાલ કરશે કે જયારે થોડાંકજ વર્ષ થયાં મી૦ ક્રુકસે એ વાત ભણેલી આલમને જાહેર કરી ત્યારે અસલનાં લોકો તે વલી જાંણે કયાંથી? આપણે જવાબ દેઇશુંકે એવી ઘણી છુટી છવાઈ બાબદો છે જે આપણે જાણયે છીએકે પાછલા જમાનામાં શોધી કઢાઇછે, પણ તે બાબદો ખોલ કરતાં આપણને માલમ પડેછેકે અસલી જમાનામાં પણ જણાયલી હોવી જોઇએ. એવા ઇશારાઓ આપણને ઘણા મલેછે. દુર કયાં જાઓછો? આપણી પૃથ્વીનોજ દાખલો લેઓ. આપણી પૃથ્વી ગોળછે, એમ હાલના સુધરેલા અને કેલવાયલા જમાનામાં પણ કેટલાક અજ્ઞાન માણસોની સમજમાં ઉતરવુ મુશકેલછે પણ તે વિષેના ઇશારાઓ આપણા મજહબની પુરાણી કેતાબોમાં ખોલ્લા છે. વળી પૃથ્વી થંભ નહો પણ ફરે છે—જે વિદ્વાંન ગેલીલીઓએ ફકત થોડીક સદી ઉપર માણસોથી મલતી હાર મારી વચ્ચે જાહેર કર્યું,—તે વિષેના ઇશારાઓ પણ અવસ્તામાંથી મલે છે.

હવે એજ પ્રમાણે મી૦ ક્રુકસના અખતરાઓથી સીદ્ધ થયલી પદાર્થોની નવી હાલત જેને આપણે અત્યન્ત વાયુરૂપી (ultra gaseous) હાલત કહયે છીએ, તે અસલનાં જમાનામાં માલમ હોય એમાં નવાઇ જેવું નથી. એમ બની શકે, એવું માનવાને માટે વાંચનારને ફકત દુનીઆંની પાછલી તવાંરીખ ઉપર પોતાની નજર ફેંકવી જોઇએ.

માણસ જાતને પોતાની, મી૦ કુન્ટેના[1] વર્ગ પ્રમાણેની પોતાની અસલની ૧) જંગલી હાલત, પછીની ૨) ભરવાડ તરીકેની (Pastoral) અર્ધી રખડતી હાલત, પછી ૩) ખેડુત તરીકેની (agricultural) હાલતમાંથી ૪) શુરવીરપણાની (chivalrous) હાલની પોતાની હાલતમાં આવ્યાને સેંકડો નહી પણ હજારો વર્ષ થઇ ગયાં છે, તે અરસામાં વખતના દોર પ્રમાણે ઘણી પ્રજાઓએ જેમ રાજબંધનમાં અને સંસારી અને નીતિના સુધારામાં, તેમજ વિદ્યાની હાલતમાં ચહડતી ભોગવી પડતી જોઇ છે. દાખલા તરીકે હાલના આપણા આરબ–મુસલમાન ભાઇબંદો, જેઓ હાલ અર્ધા જંગલીમાં ખપે છે, તેઓએ, જેમ રાજદરબારી બાબદમાં યુરોપના મોટા ભાગપર સતા ચલાવી હતી, તેમજ વિદ્યાની બાબદમાં પણ બીજી પ્રજાઓપર ઘણી સરસાઇ ભોગવી હતી. હાલનું રસાયણશાસ્ત્ર શું છે? કાંઇ નહીં પણ આગલા જમાનાની કીમ્યાંની વિદ્યા નવે અને કાયદાસર રૂપે, જે કીમ્યાંની વિદ્યા પણ રસાયણ શાસ્ત્રનું એક બીગડેલું રૂપ હતું. હાલની ખગોળ વિદ્યા અસલના જ્યોતીશ શાસ્ત્રઉપર ફકત એક સુધારો છે.

આપણી બાબદથી જરા વેગળા જવા માટે દરગુજરની કાંઇ ગરજ નથી, કારણકે હું કેહવા માગું છું તે એછેકે આપણે હસી નહી કાઢવું જોઇએ કે જયારે હાલમાં થોડાંકજ વર્ષ થયાં મી૦ ક્રુકસે પોતાના અખતરાઓ કરી નવી શોધ કરી, ત્યારે તે આગલા લોકોને માલમ કયાંથી હોય? આપણે ઉપર કહ્યું તેમ કેટલીક વિદ્યાઓ જોકે તેના હાલના કાયદા રૂપે (systematically) નહી તોપણ કેટલાંક સીદ્ધાંતો (principles) માં આગલાં માણસોને માલમ હોય એ બની શકે એવુ છે.

એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે આતશ, હવા, પાણી અને જમીન, જે અસલનાં લોકો તરફથી આપણને અનાસરો તરીકે જણાયલાં છે તે પદાર્થોની એ ચાર હાલતો—ખત, પ્રવાહી, વાયુરૂપી અને અત્યંન્ત વાયુરૂપી—જણાવવા માટે હોય, અને તેમાં આપણી હાલની બાબદવાલો આતશ મી૦ ક્રુકસે શોધી કાઢેલી નવી ચોથી અત્યન્ત

---

૧ Vicssitudes of Aryan Civilization by M. M. Kunte. પાનું ૭ થી ૧૧

વાયુરૂપી (ultra gaseous) હાલત જણાવવા માટે હોવો જોઇએ. એ હાલત આપણે આગલ જોયું કે ગરમી ઉત્પન્ન કરનાર પેલા "ઇઠર" નામના સુક્ષમીક પદાર્થની છે.

હવે ત્યારે સવાલ ઉઠશે કે જો આતશને એ અત્યંન્ત વાયુરૂપી (ultra gaseous) હાલતનાં રૂપમાં, એટલે કે ઇઠર તરીકે લઇએ તો આતશ વિષે જે આપણનો વિચાર છે તે બદલાઈ જાય છે. પણ તેના જવાબમાં કહીશું કે આતશ એ શબ્દ આપણે આગલ કહ્યું તેમ અસલના વખતમાં બે અર્થમાં વપડાવો જોઇએ. ૧) તો આપણે જેમ તેને હાલના અર્થમાં લેઇએ છીએ તેમ, એટલે કે આતશ એટલે "ગરમી અને રોશનીનું નજરે પડતું રૂપ" અને બીજો અર્થ એ કે આતશ એટલે પદાર્થની અત્યન્ત વાયુરૂપી (ultra gaseous) હાલત અથવા તે હાલતવાળો પદાર્થ " ઇઠર "

હવે મેદમ બ્લાવાત્સકી, જેનાં "આઇસીસ અનવેલ્દ" નામની કિતાબનાં બે પુસ્તકો વિદ્યાનાં કેટલાંક જવાહેરોથી ભરપુર છે, તે જાહેર કરેછે કે અવસ્તામાં તેમજ વેદમાં અને બીજાં પુરાણાં પુસ્તકોમાં આતશ શબ્દ એ આપણા મુકરર કરેલા પાછલા અર્થમાં એટલે કે અત્યન્ત વાયુરૂપી હાલતના અર્થમાં વપડાયલો છે. એ બાઇ પોતાનો એ વિચાર પોતાની ગુપ્ત વિદ્યા (occultism), આત્મસ્વરૂપપણું (spiritualism) અને મન હરણ વિદ્યા (mesmerism) ના સબંધમાં આપે છે માટે આપણને તેણીની એ બાબદમાં વધારે દાખલ થવાનું કામ નથી.

પણ અસલનાં માણસો આતશને એ બીજા અર્થમાં એટલે અત્યન્ત વાયુરૂપી હાલતના અર્થમાં વાપડતા હતા, તેને ખુદ કુદરતી વિદ્યાના કાનુનથી ટેકો મલે છે.

આપણને સીધ્ધ પદાર્થ વીજ્ઞાન શીખવે છે કે આપણી પૃથ્વીપરની કોઇ પણ બત ચીજ, ગરમી ( કારણકે આતશ આપણે ઉપર કહયું તેમ ગરમીનું નજરે પડતું રૂપ છે ) લગાડયાથી પ્રવાહી રૂપ પકડે છે. એ પ્રવાહી રૂપને ગરમી અથવા આતશ લગાડયાથી તે વાયુ રૂપ પકડે છે અને એ વાયુરૂપને ગરમી અથવા આતશ લગાડયાથી તે અત્ય-

ન્ત વાયુ (ultra gaseous) રૂપ પકડે છે. હવે ત્યારે અસલનાં માણસોએ એ ચોથાં રૂપને—એટલે અત્યન્ત વાયુરૂપી હાલતને—આતશ, જે ચાર જુદી જુદી હાલત ઉત્પન્ન કરવા સારૂ સાંધણ છે, તેનુંજ નામ આપ્યું હોય એ તદન સ્વભાવીક છે.

**૨૧ એ ચાર હાલતો તે ચાર અનાસરો.**—એ ઉપરથી મારી તો ખાતરી થાયછે કે અસલનાં લોકો આતશ (અત્યન્ત વાયુરૂપી હાલત) ને હવા (વાયુરૂપી હાલત) ને, પાણી (પ્રવાહી હાલત) ને, જમીન (ઘન હાલત)ને ચાર અનાસરો ગણતા હતા તે પદાર્થોની એ ચાર હાલત હતી અને તેમાં તેઓ હાલની વિદ્યા પ્રમાણે તદન વાજબી હતા અને તેમાં ભુલભર્યું કાંઇ ન હતું. વળી ઘણાક જુનાં તોલાં વાલાઓ એક સરખી રીતે એ ચાર પદાર્થોને અનાસર ગણતા હતા, તે ઉપરથી પણ માલમ પડેછે કે તેઓ ભુલતા હોય તો સઘલા એક સરખા કેમ ભુલે ?

એ પ્રમાણે ત્યારે જયારે આપણે ગરમી રોશની વિગેરે કુદરતી શક્તિઓ (physical agents) ની ઉત્પન્તી વિષે અને હાલ થોડાંક વર્ષ થયાં મુકરર થયલાં અનુમાન (undulatory theory of heat light &c) વિષે વિચાર કર્યા છીએ, અને જયારે મી૦ ક્રુકસનાં અત્યંન્ત વાયુરૂપી હાલતની બાબદના અખતરાઓ ઉપરથી અસલી પ્રજાઓનાં ૪) ચાર અનાસરોનાં વાજબીપણાં વિષે ખેઆલ બાંધ્યે છીએ, ત્યારે આપણને શરૂઆતમાં જો કે ખાતરી નહીં તોપણ ખેઆલ જાય છે કે અસલી ધર્મોમાં અને તેમ અવસ્તામાં, "આતશ" શબ્દ તેનાં સાધારણ અર્થ ઉપરાંત કોઇ બીજા અર્થમાં વપડાવો જોઇએ અને તે અર્થ મી૦ ક્રુકસે જાહેર કરેલી અત્યંન્ત વાયુરૂપી હાલતવાલો, અને હાલી વિદ્યાનાં (undulatory theory વાલાં) અનુમાનવાલો "ઇઠર" નામનો પદાર્થ હોવો જોઇએ કે જે પદાર્થ ગરમી, રોશની (અને પછી તેઓનું નજરે પડતું રૂપ આપણો સાધારણ અર્થવાલો આતશ) ઉત્પન્ન થવા માટે અવશ્ય છે. વળી આપણે ઉપર જોયું કે એ ઇઠર શબ્દનો ધાતુજ આતશનો એક ગુણ (ચલકવું, પ્રકાશવું) દખાડે છે.

**૨૨ એ ચોથી હાલતની તપાસનું કારણ.**—હવે વાંચનાર સવાલ કરશે કે એ સઘલી તપાસનું કારણ શું? "આતશ" શબ્દ તેનાં હાલના સાધારણ અર્થ ઉપરાંત, અત્યન્ત વાયુરૂપી હાલતવાલો "ઇઠર" પદાર્થ, જે ગરમી, રોશની, વીજલી વિગેરે કુદરતી શક્તિઓનાં પ્રસાર માટે અવશ્ય છે, તેને અર્થે વપડાયો હોય તો પછી તેને આપણી બાબદ સાથે શો સંબંધ? હું કેહેવા માંઘુંગું કે હાલના યોગ વિદ્યાના મંત્રીઓ (Theosophists) જેમ એ અતી ઘણા પાતલા ઇઠર નામના પદાર્થની મારફને છુપી શક્તિઓ સાથે સંદેશા ચલાવાનું માને છે, તેમ અવસ્તાના જમાનામાં માનવામાં આવતું હતું. તેઓ એને કંઇ જાદુ ગણતા નથી પણ એક સમપુર્ણ વિદ્યા માને છે. તેઓનાં કેહેવા પ્રમાણે "ઇઠર" મારફતે માણસનાં શરીરમાંથી વીજલીક શક્તિથી એ સંદેશા ચાલે છે. આપણને એ બાબદ આપણાં હાલનાં જ્ઞાને હસી કાઢવાનું કંઇ કારણ નથી. જે ચીજ આપણે પુરતી સમજતા નહીં હોઇએ તેને હસી કાઢવુ બેહુદું છે. કોઇ ચીજ અથવા વિચાર આપણને તેની પુરતી સમજ મેલવ્યા પછી બેહુદા લાગેતો તેને હસી કાઢવું વાજબી છે. મી૦ ક્રુકસ નામનો સીદ્ધ પદાર્થ વીજ્ઞાનનો હાલનો એક કાબેલ વિદ્વાંન, એ ઇઠર જેવા અત્યંત વાયુરૂપી પદાર્થ મારફતે વીજલીક શક્તિનાં સંજોગથી દુરની તેમજ અનદીથ શક્તિઓ સાથે સંદેશા ચાલવાની વાત માને છે. તે અને તેના મલતા વિવેકો પણ એને એક જાતની વિદ્યાજ માને છે.

હવે અવસ્તાના જમાનામાં એવા વિચારો અને એતકાદ હતો કે નહીં તે તપાસવા માટે આપણને હાલના જમાનાંના ચશમાંવતે જોવાનું કાંમ નથી. એમ બની શકે કે નહીં તે તપાસવાનું આપણું કાંમ નથી. તે તો એક તકરારી સવાલ છે, જેમાં ઘણા કાબેલ ભેજાઓએ ભાગ લીધો છે. આપણને જે જોવાનું છે તે એટલુંજ છેકે અવસ્તાના જમાનામાં એવો કોઇ એતેકાદ હતો કે નહીં. તેઓને આતશ (તેના બીજા અર્થમાં એટલે, ગરમી, વિગેરેનો પ્રસાર કરનાર હાલના અત્યન્ત વાયુરૂપી ઇઠર પદાર્થ) મારફને અદભુત અને ઇશ્વરી શક્તિ સાથે સંદેશા ચલાવાના એતેકાદ હતો કે નહીં.

## " આતશ " ના અર્થ વિષે અવસ્તામાં તપાસ.

**૨૩ આતશ સાથ આદર અને અરદીબેહશ્ત નામના બે ફરેસ્તા શું કારણે ?**—આપણે હવે એ બાબદની અવસ્તાની તપાસ શરૂ કર્યે. પ્રથમ હું સવાલ કરૂં છું કે આતશ ઉપર બે ફરેસ્તા શું કારણસર મવકુકલ છે ? આતશ—આપણા સાધારણ અર્થે વપડાતા આતશ—ઉપર " આદર " યજદ મવક્કલ છે. પણ ત્યારે તેની સાથે " અરદીબેહશ્ત " શું કારણસર જોડાયલો છે ? યજશનેના ૧ લા, ૨ જા, ૩ જા, ૪ થા, ૬ ઠા, ૭ મા અને થોડાક પાછલા હામાં જ્યાં જુદી જુદી ગેહને આરાધી છે ત્યાં રપીથવન ગેહમાં [illegible] અશવહિશ્ત (અરદીબેહશ્ત) સાથે હોરમજદના આતશને આરાધ્યો છે.

હવે રપીથવન ગેહમાં આતશને આરાધ્યો છે તેનું કારણ સમજ પડેછે કે રપીથવન ગેહમાં એટલે મધ્યાંન બપોરે સુર્ય મધ્યાન્હરેષા (meridian) ઉપર માથે આવ્યાથી, ગરમી, જેનું નજરે પડતું રૂપ " આતશ " છે, તે વધારે હોય છે. એ ગરમીને લીધે હવાની રચકણો છુટી થતી જાય છે અને પેલા " ઈઠર " નામના પાતલા પદાર્થની રચણો છુટી પડી જઇ અત્યન્ત વાયુરૂપી હાલતમાં વધારે ને વધારે આવતી જાય છે.

**૨૪ આતશ સાથ અશવહિશ્તને શો સંબંધ ?** પણ આતશ, જેની ઉપર મવક્કલ થયલો ફરેસ્તો તો " આદર " છે તેની સાથે "અશવહિશ્ત" (અરદીબેહશ્ત) આવવાનું કારણ શું ? બીજી પેદાયશો ઉપરતો એકજ ફરેસ્તો મવક્કલ થયલો છે. દાખલા તરીકે ગોસ્પંદ લેઓ, તેની ઉપરતો બેહુમન એકલોજ છે. પાણીની ઉપર "આવાં" એકલો છે જમીન ઉપર અસ્પંદાદ એકલો છે. ત્યારે આતશ ઉપર " આદર " ઉપરાંત અરદીબેહશ્ત કાંય ? વાંચનાર મારા સવાલનો જવાબ કદાચ બીજા સવાલથીજ દેશે કે કોઈ કોઈ પેદાયશનો બે યજદો સાથે સંબંધ હોય છે. તે સવાલ કરશે કે ત્યારે "સુર્ય" ઉપર

ખોરશેદ અને મેહર નામના બે યજદો કાંય? હું જવાબ આપું છું કે વાંચનારે મને ભલે એ સવાલ કર્યો. એ સવાલના જવાબથીજ મારા સવાલનો જવાબ મલશે. વાંચનારના સવાલનો હું જવાબ આપું છું કે સુર્યને "ખોરશેદ" અને "મેહર" એવા બે યજદો સાથે જે સંબંધ છે તે સુર્યનાં જુદે જુદે રૂપે. ખોરશેદ એ સુર્ય ઉપર સાધારણ રીતે મવક્કલ છે અને મેહર એ તેનાં ઝઝકલાં ઉપર.

હવે ત્યારે હું કેહેવા માંગું છું કે જયારે દરેક પેદાયશ ઉપર ફકત એકજ ફરેસ્તો મવક્કલ છે ત્યારે "આતશ" ઉપર "આદર" અને "અરદીબેહશ્ત" કરી બે છે, તેનું કારણ એ હોવું જોઈએ કે આતશ એ બેઉ યજદોના સંબંધમાં જુદે જુદે અર્થે વપડાવો જોઈએ; જેમકે આપણે સુર્ય ઉપરના યજદોના બાબમાં જોયું તેમ.

**૨૫ જેમ સુર્ય સાથે ખોરશેદ અને મેહર તેમ આતશ સાથે આદર ને અશવહિશ્ત.**—વળી જેમ સુર્યના સબંધમાં આપણે જોયું કે તેની ઉપર જે બે ફરેસ્તાઓ મવક્કલ છે તે સુર્યનાજ જુદા જુદા રૂપમાં છે, તેમજ આદર અને અરદીબેહશ્ત સાથે "આતશ" નો જે જુદે જુદે અર્થે સંબંધ છે, તે અર્થ પણ "આતશ"નાં જુદાં જુદાં રૂપો છે. આપણે આગલ વીગતવારે જોયું કે "આતશ" શબ્દનો બીજો અર્થ ("અત્યન્ત વાયુરૂપી હાલત" અથવા તે હાલતમાં "ઇઠર" નામનો પદાર્થ) તેના સાધારણ અર્થ—ગરમી રોશનીનું નજરે પડતું રૂપ—સાથે સંબંધ રાખે છે.

હવે મારા વિચાર પ્રમાણે આતશને તેના સાધારણ અર્થમાં આદર સાથે સંબંધછે, અને તેના બીજા અર્થ (ઇઠર)માં "અશવહિસ્ત" સાથેછે.

**૨૬ આતશના અશવહિશ્ત સાથના સંબંધની મતલબ.**—ત્યારે સવાલ ઉઠેછે કે અશવહિશ્તને આતશ (તેનાં બીજા અર્થમાં) સાથે શો સંબંધ? એનો જવાબ આપતાં આપણને પાછું યોગ વિદ્યાની અને અસલી એરીઅનોના કેટલાક એતેકાદની તકરારી બાબદ ઉપર જવું પડે છે. એ વિચાર પ્રમાણે એક માણસ પોતાની ભલી પવીત્રાઇ (અશવહિશ્ત)ની મારફને પોતાના હવશો અને જુસ્સાઓ

ઉપર અખત્યાર રાખવાને જો શકિતવાન થાય છે તો તે પછી કુદરતની શકિતઓ અને પોતાનાં વોહુમન (ભલાંમન)ની મારફતે એ આતશ (અત્યન્ત વાયુરૂપી ઇઠર)નાં સાંધણથી ગેબી શકિતઓ સાથ સંબંધ ચલાવી શકે છે.

**૨૭ શાહદત અરદીબેહશ્ત યશ્તની**—અરદીબેહશ્ત યશ્તમાંના વિચારો એ એતેકાદને ટેકો આપેછે. એ યશ્તમાં પાંચ જાતના વૈદો જણાવેલા છે. ૧) અશોઇથી સાજું કરનાર (અથવા તંદરોસ્તી આપનાર) ૨) ઇનસાફથી સાજું કરનાર (?) (ન્યાયધીશ) ૩) શસ્ત્રવૈદ ૪) ઝાલાપાલાથી સાજું કરનાર અને ૫) માંથ્રવાણીથી સાજું કરનાર.

એ પાંચ વર્ગમાંથી છેલા માંથ્રવાણીથી સાજું કરનારને ઘણોજ તંદરોસ્તી આપનાર ગણ્યો છે. એ વર્ગના તબીબોનું કામ ચોકસ માંથ્ર (મંત્ર) ભણી દરદીઓનાં મન ઉપર અસર કરી તેઓનાં મનની ભ્રાંન્તી (mental aberrations) દુર કરવાનું હતું. એજ કારણને લીધે હાલ પણ મનની નબલાઇથી પીડા ખમનારા દરદીઓને અરદીબેહશ્ત યશ્ત ભણી પીછી કરવામાં આવે છે. એ રીત હાલમાં કોઇએ કંઈ વેહેમથી શોધી કાઢી હોય એવું નથી પણ તે ઘણા જુના વખતથી ચાલતી હોવી જોઇએ. કેટલાકો એ રીતને વેહેમી તરીકે હસી કાઢે છે. એ તો વિચાર વિચારમાં ફેર છે. એક માણસ એવી રીત અથવા ક્રિયાને તેનાં ખરાં રૂપમાં લેવાને બદલે કોઇક જુદાં રૂપમાં લે તો તે હસી કઢાય, પણ બીજો તેને એક જાતની વિધાજ ગણીને તે કબુલ કરે તો તે હસી નહીં કઢાય. એમ તો ઘણીક રીતો અને ક્રિયાઓ હોય છે જેઓને એક માણસ જો એક ચોકસ રૂપમાં લે તો તે વેહેમ ગણાય પણ બીજો માણસ જો જુદાં રૂપમાં લે તો તે વેહેમ ન ગણાય, જો કે ક્રિયા તો એક જ છે. હવે હાલનાં વૈદકશાસ્ત્રની કેટલીક ચોપડીઓ એવા ઘણા દાખલા આપે છે જેમાં માણસોનાં દરદો ફકત તેઓના મગજ ઉપરની અસરથી સારૂં થઈ જાય છે. એ મગજ ઉપર સતા ચલાવવાની ક્રિયા પણ એક વિધાજ છે અને કહે છે કે જેમ એક ચોકસ

વિદ્યામાં દાખલા તરીકે સીદ્ધ પદાર્થવીજ્ઞાનમાં ચોકસ ક્રિયાઓ (અખતરાઓ)થી તમો ચોકસ પરીણામ અને સીદ્ધાંત ઉપર આવે છો તેમજ એ મગજ ઉપર સતા ચલાવનારી વિદ્યામાં છે. સાધારણ વૈદો જે સેવટ ઉપર આવે છે તેજ સેવટ ઉપર એના વિદ્યાર્થીઓ આવે છે અને એ વૈદોની માફક કહે છે કે કેટલાંક દરદો મગજની ઉપરની અસરથી સાફ થઇ શકેછે; પણ તેઓ કેહેછે કે હમોએ એ બાબદ એક વિદ્યા તરીકે હાથ ધર્યાથી હમો વધારે અજાયબ અને સારાં પરીણામ નીપજાવી શકયે છીએ. એ સઘલી અસર ઉપજાવા માટે સાંધણ (medium) તરીકે તેઓ પેલો અત્યંત વાયુરૂપી હાલતવાલો પદાર્થ ઇઠર ગણે છે, જે પદાર્થનો શબ્દ અવસ્તામાં મારા વિચાર પ્રમાણે આતશ (તેના બીજા અર્થમાં) છે. જેમ એ આતશ (ઇઠર) મારફતે હાલની વિદ્યા પ્રમાણે ગરમી અને રોશની વિગેરે ફેલાયછે અને રોશનીના પ્રવાહોમાં પ્રસાર થાય છે, તેમજ એ મન ઉપર અસર કરનારી વિદ્યા વિગેરેમાં એ આતશ (ઇઠર) મારફતે વેહેવાર ચાલે છે.

અરદીબેહેશ્ત યશ્તમાં અને અવસ્તાના બીજા ભાગોમાં જણાવ્યા પ્રમાણે, માંથ્રવાણીથી કેટલાંક દરદો અને પીડાઓ ઉપર થતી અસર ઉપરથી તેમજ અશવહિશ્તના આતશ સાથે સંબંધ ઉપરથી ચોકસ માલમ પડે છે કે "આતશ" શબ્દ અવસ્તામાં કેટલેક ઠેકાણે એ બીજે અર્થે વપડાયલો છે.

**૨૮ યજશનેની શાહેદત**—વળી જેમ યજશનેના બીજા ભાગોમાં તેમ ખુદ ગાથામાં આતશ "અશ" (પવીત્રાઇ) સાથે આવેછે. અહીં "અશવહિશ્ત" શબ્દ વાપડવામાં નથી આવતો, પણ ફકત "અશ" શબ્દ વાપડવામાં આવેછે. ગાથામાં (ય. હા. ૩૧ ફ. ૩) (જરથોશ્ત) હોરમજદને કહેછે કે (આહરેમનને) મારનારાઓને ગેબી રીતે અક્કલ તરીકે "અશ" અને "આતશ"ની મારફતે તું જે આપેછે તે....ઓ હોરમજદ તું મને તારે મોહડે જણાવ કે હું તે જાણું અને પછી સઘલા હૈયાત માણસોને શીખવું." અહીં "અશ" (પવીત્રાઇ, કાયદો) સાથે "આતશ" બોલ જે વાડયોછે તે

પેલું અગુદીઠ, નજરે નહીં પડતું, છુપું, નહી જોખાઇ શકાય તેવું, "ફકસ"ના અખતરા પ્રમાણેનું અત્યંત વાયુરૂપી હાલતવાલું, સાંધ્રણુછે જે હાલમાં 'ઇઠર' તરીકે જણાયલુંછે. એ ફકરામાં જો તમો આતશ એટલે આપણો નજરે પડતો સાધારણ આતશ લેશો તો તેનો શો અર્થ સમજાવશો ? એજ હામાં થોડું આગલ ચાલતાં જણાવેછે કે મારે માટે શું ફાયદા ભરેલુંછે તે મને "વોહુમન" ભલાંમન મારફતે જણાવ.

**૨૯ સાધારણ અક્કલ પ્રમાણે વિચાર**(common sense view)—વોહુમન, અશ, અને આતશ એઓ ગાથામાં ઘણી જગાએ સાથે આવેછે અને એઓ મારફતે જ્ઞાન માગવામાં આવેછે અને અર્જ ગુજારવામાં આવેછે. હવે સવાલ એછે કે "આતશ"ને જો તેના સાધારણ અર્થે આપણે અહીં લેઇએ તો "વોહુમન" અને "અશ" જેવા પૃથક વિચારો (abstract ideas) સાથે સાધારણ "આતશ"નું શું કામ ? પણ જો આપણે "આતશ"ને આપણા બીજા અર્થમાં લેઇએ તો ભલાંમન અને અશોઇ (નેક માર્ગ) જાલવી આતશ મારફતે ઇશ્વરી શકિત સાથ વેહેવાર ચલાવામાં આવેછે તે એતેકાદનો ઇશારો સમજ પડેછે. યોગ વિદ્યા એક કોરે મેલી, આપણે આપણા સાધારણ વિચાર પ્રમાણે જયારે એવી બાબદ વિષે બોલ્યે છીએ, દાખલા તરીકે જયારે જરથોશ્તની હોરમજદ સાથની પુરસેશ-પાસોખ વિષે બોલ્યે છીએ, ત્યારે કેહવે છીએ કે તેણે પોતાની અશ (પવીત્રાઇ) મારફતે, પોતાનાં ભલાંમનથી (વોહુમનથી) હોરમજદને જોયો અને તેની સાથે વાત કરી. વધારે ખોલ્લું બોલ્યે તો તેણે પવીત્રાઇના અને નેકીના માર્ગ ઉપર ચાલી પોતાના હવશો અને જોસ્સાઓ ઉપર ફતેહ મેલવી, અને એમ કરી તે પોતાના બનાવનારની કરામત અને ભેદ ઉપર વિચાર કરતાં કરતાં તેની યાદમાં ગુમ થઇ ગયો. તેની અને તેનીજ યાદમાં ગુમ થઈ ગયાથી તેણે જાણે તેનાં ભલાં અને પવીત્ર મનની મારફતે હોરમજદને દીઠા અને તેની સાથે વાતચીત કરી.

હવે યોગ વિદ્યા પણ સઘલું એજ કહેછે. તેના કાનુન પ્રમાણે પણ અશ અને વોહુમન એવા વિચારો માટે અવશ્ય છે. તેઓ જે વધારે કહેછે તે ફક્ત એજછે કે એ "અશ" અને "વોહુમન" મારફતે જે સંદેશો ચાલે છે તે સંદેશાનો પ્રસાર કરનારૂં સાંધણ એ આતશ, એ ફુકસે જાહેર કરેલી અત્યન્ત વાયુરૂપી હાલતવાલો, સુક્ષમીક, જોખાએ નહી તેવો પદાર્થ (ઈઠર) છે, જે હાલના વિદ્વાંનો પ્રમાંણે અને ગરમીનાં (undulatory) અનુમાન પ્રમાણે આખી પૃથ્વી ઉપર છેક આસમાન તલક પંથરાઇ ગયલો છે.

**૩૦ બીજી શાહદત**—આપણે "આતશ" શબ્દ તેના બીજા અર્થે વપડાયલો છે એવું દેખાડવાને ઉપર ગાથાનો યજશનેનાં ૩૧ મા હાનો એક ફકરો તપાસ્યો. હવે આપણે એક બીજો ફકરો તપાસયે. એજ હાના ૧૮ અને ૧૯ મા ફકરામાં બુરા માણસોનાં માંથ્ર સાંભલવાની મનાઇ કરી કહેછે કે "જે ધણીએ બેઉ દુનીઆને "અશ"
"(ચોકસ કાયદો, પવીત્રાઇ) લાગુ પાડી છે, એટલે કે જે ધણી એવું
"કબુલ રાખે છે કે જેમ પેલી દુનીઆમાં તેમજ આએ દુનીઆમાં
"સઘલો કારોબાર ઇશ્વરના એક ચોકસ તરીકા પ્રમાણે ચાલે છે) તે
"ધણીનું બોલેલું સાંભલવામાં આવશે. અહુરમજદ જે સત વચન-
"થી અમલ કરેછે અને જેનાં વચનોમાં ઘણી અસર છે તે લડાઈનો
"ચુકાડો (સ્પેંતામઈન્યુ અને અંગ્રેમઇન્યુ વચ્ચેની લડાઇનો ચુકાડો)
""આતશ" મારફતે આપશે."

એ ફકરામાં પણ "આતશ" ને "અશ" સાથે વાપડયો છે અને તેના બીજા અર્થમાં વાપડેલો દીસે છે.

**૩૧ ત્રીજી શાહાદત.**—અવસ્તામાં "આતશ" શબ્દ તેના સાધારણ અર્થ ઉપરાંત બીજે અર્થે પણ વપડાયલો છે એવું દેખાડવાને ઘણો અગતનો હા મને હફ્તન યસ્તમાં (યજશનેનાં ૩૬મા હામા) માલમ પડે છે. યજશનેનો એ "અહુયા ઠ્વા આથ્રો" નામનો હા મને એ બીજા અર્થમાં વપડાયલા આતશ ઉપર લખેલો દીસે છે. એ અર્થ લાગુ પાડી એ હા આખો સમજાવતાં ઘણું લંબાણ થાય માટે તે મુકી

દઇ એ હાના ત્રીજા ફકરા ઉપર આપણ આવ્યે જેમાં આતશ (ઇઠર) ને કહેછે કે "વાઝીશ્ત" નામ ધરાવનાર "આતશ" માં તું ઘણો પવીત્ર છે." હવે આપણ પાછલ જોઇશું કે "વાઝીશ્ત" નામનો આતશ બુનદહશને પ્રમાણે અને તેના ધાતુ પ્રમાણે વીજલીનો આતશ છે. હવે આપણે જોયું કે હાલના વિદ્વાનો જેમ ગરમી અને રોશનીના સંબંધમાં તેમજ વીજલીના સંબંધમાં પેલા "ઇઠર" નામના અત્યન્ત વાયુરૂપી પદાર્થની હસ્તી અવશ્યની માનેછે. વળી યોગ વિદ્યા પણ એજ સાધણ મારફતે કંઇક વીજલીક શકિતથી ગેબી શકિત સાથે સંદેશા ચાલતા માનેછે. પણ યોગ વિદ્યા હાલ બાજુ મેલી વીજલીની વિદ્યાનાં હાલનાં અનુમાન પ્રમાણેજ જોતાં બોહલું માલમ પડેછે કે અહીં જે આતશને યાદ કર્યોછે તે કંઇ સાધારણ આપણને દર રોજ નજરે પડતો આતશ નથી; એતો પેલો અત્યંત વાયુરૂપી પદાર્થછે.

૩૨ **ચોથી ગાથાની શાહાદત.**—વળી "આતશ"ના એ બીજા અર્થ વિષેની ઘણી મજબુત અને ઉપયોગી સાબેતી મને એ માલમ પડેછે કે ગાથામાં (જ્યાં આતશ ઘણો ખરો એ બીજે અર્થેજ વાપરેલો દીસે છે) આતશને [illegible] હોરમજદનો પુત્ર આતશ એમ કેથે કહ્યો નથી. આતશની નીઆએશમાં અને યજશનેના બીજા ભાગોમાં જ્યાં સાધારણ આતશ વિષે બોલવામાં આવે છે ત્યાં "હોરમજદના **પુત્ર** આતશ" એમ બોલવામાં આવે છે, જો કે કેથે તેને અમથો "હોરમજદનો આતશ" પણ કહયો છે. પણ ગાથામાં તેને પુત્ર તરીકે જણાવ્યો નથી. તેનું શું કારણ? કદાચ આતશના બીજા અર્થને સાધારણ આતશથી ઓલખવાને કાંય નહીં હોય?



# બાબ ૨ જો.
## આતશના વર્ગો.

**૩૩ યજશનેના ૧૭ મા હામાં ૫ આતશોનાં નામ આવેછે.**

| | | | |
|---|---|---|---|
| ૧ | [illegible] | [illegible] | આતર બેરેઝીસવંઘ |
| ૨ | [illegible] | ,, | ,, વોહુ ફ્રયાન |
| ૩ | [illegible] | ,, | ,, ઉર્વાઝીશ્ત |
| ૪ | [illegible] | ,, | ,, વાઝીશ્ત |
| ૫ | [illegible] | ,, | ,, સ્પેનિશ્ત. |

એ હામાં એ નામોવાલા આતશોને યાદ કર્યાછે તે સિવાય તેઓનું બીજું કાંઇ વર્ણન આપ્યું નથી. એ વર્ણન માટે આપણને પેહલવી કેતાબો તરફ ફરવું પહેછે જેઓમાંથી બુનદેહશને [1] અને જાદસ્પરમમાં [2] એ પાંચે આતશોનું થોડુંક વર્ણન આપ્યુંછે. એ બે પેહલવી કેતાબોનાં વર્ણનમાં ફરક એછે કે બુનદેહશનેની ટીપ અવસ્તા પ્રમાણે ઉપર આપ્યા માફકછે, પણ "જાદસ્પરમ"માં "સ્પેનિશ્ત"ને પેહેલો મેલ્યોછે ને "બેરેજી સવંગ"ને છેડે મેલ્યોછે.

એઓને અહીં આતશ તરીકે કહ્યાછે પણ એમાંના કેટલાક કાંઇ જુદા આતશો નથી. એ તો ફક્ત પેલા અત્યન્ત વાયુરૂપી પતલા પદાર્થની ગતીમાન (active) હાલતની, ગરમી અને વીજલીની શક્તિઓ છે. આપણે હવે એ ૫) વર્ગની તપાસ કર્યે અને જોઇએ કે તેઓ ગરમી વીજલી વિગેરેની શક્તિઓ કેવી રીતે છે.

**૩૪ આતશ બેરેઝીસવંગ**—ધાતુ પ્રમાણે એ શબ્દનો અર્થ બુલંદ (ઘણો) ફાયદાકરનાર થાયછે. ધાતુ [illegible] = બુલંદ થવું અને [illegible] ફાયદા કરવો. બુનદેહશને [3] પ્રમાણે એ આતશ અહુરમજદ

(૧) બાબ ૧૭. (૨) બાબ ૧૧. (૩) બાબ ૧૭ ફ. ૧.

આગલ રોશન થાય છે. જાદસ્પરમમાં[1] એનું મથક આતશએહરામ જણાવ્યું છે, અને જેમ એક ઘેરની ઉપર એક ઘેરધણી હોય તેમ બીજા આતશો ઉપર એ આતશને મેલ્યો છે. તે દરીઆ તરફથી આવતા દેવદરૂજો ઉપર ચોકી રાખે છે જે દેવદરૂજો વણેલાં કપડાં પેહેરે છે.[2] તે રાતની વખતે સરોશના મદદગાર તરીકે દુનીઆના નાશ સામે ચોકી રાખેછે. "જાદસ્પરમ"નાં એ વર્ણન ઉપરથી એ આતશ હાલની કુદરતી વિદ્યા પ્રમાણે કીયા વર્ગમાં મેલવો તે ચોકસ કેહેવાઇ શકાતું નથી. એના ધાતુ ઉપરથી અને એનાં કામ ઉપરથી ધારી શકયે કે એ કદાચ સુર્ય, —જે સઘલી ગરમી અને રોશનીનું ખુદ મુળ છે—તેને માટે હોય. જયારે એને સરોશનો મદદગાર કહયોછે ત્યારે હાલના એક કાબેલ વિદ્યાર્થીની કોશેશ પ્રમાણે જો સરોશને આપણે એક સુર્ય—દેવતા લેઇએ તો, એ આતશને સુર્યનું સ્વરૂપ ગણ્યો હોય તે સમજ પડે. વળી દરીઆ તરફથી આવતા દેવ દરૂજોનો એ નાશ કરેછે તેનું સમજવું એ કે સુર્ય ઉગવાથી દરીઆ તરફથી ફુંકતા, નુકશાનકારક, ઠંડા, ભીનાશ સાથના પવનની અસર તુટેછે. એ દેવદરૂજો વણેલાં કપડાં પેહેરે છે તેનો ઇશારો કદાચ એમ હોય કે એ દરૂજો—એ ઠંડા નુકશાનકારક પવનો—પોતે પેહેડતા નથી પણ માણસોને ઠંડી સામે બચાવ કરવાને પેહેરવાની ફરજ પાડે છે. પણ બુનદેહશનેનું[3] દાસ્તાન એ ઉપર શક નાખેછે. એ કેતાબ પ્રમાણે એ આતશ, પૃથ્વી, પાહાડો અને બીજી ચીજો જે અહુરમજદે પેહેલ વેહેલાં ત્રણ ફુંફારા મારતા નફસ તરીકે પેદા કરી તેમાં છે. એ વિચાર પ્રમાણે તો જમીનનાં માહેલાં ભીતરની ગરમી ડરે છે, જે બલતા પહાડ, ગરમ પાણીનાં ઝરા વિગેરેનાં રૂપમાં જાહેર પડે છે.

**૩૫ આતશ વોહુ ફ્રયાંન**—ધાતુ પ્રમાણે એ શબ્દનો અર્થ "લોહીને ઘણો પ્યારો" થાય છે. ( નો સંક્ષેપ આકર )=ફા. ખુંન=લોહી અને =પ્યારો =પ્રિ=પ્યાર કરવો, ચાહવું.

પેહલવીવાલાઓ એનો અર્થ "સારી રીતે ફેલાઇ જનાર" કરે છે.

(૧) બાબ ૧૧ ફ.૬. (૨)બાબ ૧ ફ. ૭. (૩)બાબ ૧૭ ફ. ૩

બુનદેહેશને[1] અને જાદસ્પરમ[2] પ્રમાણે એ માણસ અને જાનવરોનાં દલમાંનો આતશ છે. હાલની વિદ્યાની ભાષામાં એ પ્રાણીઓના દીલમાંની ગરમી (Animal heat) ગણાય. "જાદસ્પરમ"[3] કહેછે કે એ આતશનું કામ ખોરાક પચાવવાનું, તનને આરામ આપનાનું અને આંખને નુર આપવાનું છે. બુનદેહેશનેમાં[4] કહેછે કે એ આતશ ખોરાક ખાએછે અને પાણી પીએછે. એ વર્ણન પ્રમાણે એ આતશ તે પ્રાણીઓનાં દીલમાંની ગરમીજ ઠરે છે.

**૩૬ એ આતશનું બળતન**—હવે જેમ સાધારણ આતશને લાકડાં સુખડ તેલ જેવાં કોઈ પણ બળતનનો ખપ પડે છે તેમ આપણાં તનમાંના આતશ (ગરમી)ને પણ બળતનનો ખપ પડે છે, એ બળતન તે આપરો ખોરાક છે. હાલની વિદ્યા પ્રમાણે ખોલ્લી હવામાં કંઇ બળતન બાલવામાં (combustion) માં જે ક્રિયા ચાલે છે, તેજ ક્રિયા આપણી જીંદગીના આતશનાં બળવામાં ચાલે છે. શાએરો કોઇ માણસ મરણ પામે છે ત્યારે જે કહે છે કે "તેની જીંદગીનો ચેરાગ બુજાઈ ગયો, તેની જીંદગીની જોત બુજાઇ ગઇ" તે બેઉમાં ચાલતી ક્રિયા તરફ જોતાં તદન બરાબર છે. આપણી સાધારણ બતીના ચેરાગને બલવાને માટે અવશ્યનાં તત્વો હાઇડ્રો કારબોન્સ (hydro-carbons) જેમ તેલ, મીન, ઘી વિગેરે પદાર્થોમાંથી મલે છે તેમ આપણી જીંદગીની જોતને બલવાને માટે અવશ્યનાં તત્વો ખોરાકમાંથી મલે છે કારણકે આપણા ખોરકમાં એ (hydro-carbons) નાં તત્વો આવેલાં છે.

**૩૭ એ બળતન પોહોંચાડવા આગમચ હાથ મોડું ધોવું**—એ બાબદનાં સંબંધમાં હું ખોરાક લેવા આગમચ ઠંડાં પાણીથી મોડું ધોવાની બાબદ ઉપર બે શબ્દો બોલવા માગું છું, કારણકે તેને આપણી બાબદ સાથે સંબંધછે. આપણ જરથોરતીઓ ખાનું ખાવા આગમચ (વિદ્યાની ભાષામાં બોલ્યે તો આપણી જીંદગાના ચેરાગને બળતન પોંહોંચાડવા આગમચ) આપણું હાથ મોડું ઠંડાં પાણીથી ધોવાનું અવશ્યનું ધાર્યે છીએ, તેનાં કારણમાં આપણે

(૧)બા ૧૭ ફ. ૧. (૨)બા ૧૧ ફ.૩ (૩)બાબ ૧૧ ફ.૩ (૪)બા ૧૭ ફ. ૨.

જાણીએ છીએ કે મોડું ધોયાથી સફાઈ સુઘડાઈ રહે છે, અને આંખને ટાડક પડેછે અને તે સાફ રહે છે વિગેરે. હવે એ રીવાજ આપણા- માં ચાલું થયો તે એ વિચારથી હોય કે કોઈ પણ વિચારથી હોય, પણ મારા વિચાર પ્રમાણે રસાયણશાસ્ત્ર પ્રમાંણે એ રેવાજથી બીજો પણ ફાયદા થાયછે. અને તે ફાયદા એ છે કે હાથ મોડું ઠંડાં પાણીથી ધોયાથી જરા ભુખ લાગેછે. બીજા શબ્દોમાં ઠંડાં પાણીથી હાથ મોડું ધોવું એ એક જાતનું ભુખ ઉત્પન્ન કરનાર સાંધણ (tonic) તરીકે થઇ પડે છે. એમ થવાનું કારણ નીચે પ્રમાણે છે. જયારે આપણે આપણા હાથ મોડાંને ઠંડુ પાણી લગાડી ધોયે છીએ ત્યારે આપણાં તનની થોડીક સપાટીની ગરમી ઓછી થાયછે. એ ગર- મીને સમતોલ રાખવા માટે અંદરની દીલની ગરમી બાહેર પડે છે. હવે જેમ અંદરની ગરમી ઉપર સપાટીપર આવેછે તેમ તે અંદર ઓછી થાય છે, તેને ત્યારે સમતોલ રાખવા માટે ગરમી ઉત્પન્ન કર- નાર બળતન વધારે પોહોંચાડવું જોઇએ, એટલે કે ખોરાક જે આપણી જીંદગીનું બલતન છે અને જેમાં એ બલતન (hydro carbons) નાં તત્વો સમાયલાં છે તે વધારે લેવો જોઇએ. એ પ્રમાણે હાથ મોડું ધોવાથી દીલમાંની ગરમી ઓછી થાયછે જેને સમતોલ રાખવા માટે વધારે ખોરાક લેવાની અગત પડેછે, એટલે કે ભુખ લાગે છે.

હવે જમવા આગમચ હાથ મોડું ધોવાના રેવાજના ફાયદા વિષે આએ માણસનાં તનની ગરમીના બાબમાં બોલવાનું મને "ધી મોદર્ન ફીઝીશીઅન" (The Modern Physician) નામનાં એક વૈદક પત્રનાં ૧૮૭૯ નાં ફેબ્રવારી માસનાં અંકના એક નીચલા ફકરા ઉપરથી સુજ પડયુંછે જે ફકરો અહીં ઉતારી લેવાનું હું દરૂસ્ત ધારૂંછું.

The application of cold wator to the body leads to the lowering of the Temperature which "says Libieg" is equivalent to a call for fresh supply of heat, and a call for more heat is equivalent to a call for more fuel (carbon and hydrogen) and a call for more carbon and hydrogen is equivalent to a call for more food,

since food is the source whence Carbon and Hydrogen are supplied to the body"

**૩૮ આતશ "ઊરવાઝીશત"**=ધાતુ ورز વધારવું અથવા آورز उर्वरा ઝેં૦ ઉરવર Fr. Arbre L arbour ઝાડ (જેમાંથી છેડનો ) નીકલી ગયો) અને ورز જીવવું. ત્યારે ધાતુ પ્રમાણે એનો અર્થ "વધારનાર" અથવા "ઝાડને જીવાડનાર."

બુનદેહશને [1] અને જાદસ્પરમ [2] પ્રમાણે એ આતશ તે ઝાડ પાનમાંની ગરમીછે. બુનદેશને પ્રમાંણે એ આતશને પાણીનો ખપછે પણ ખોરાકનો નથી, એટલે કે તેને પોતાની વધ માટે પાણીની અગતછે. જાદસ્પરમ પ્રમાણે તે ઝાડ પાનનાં બીજમાં હોયછે અને તેનું કામ જમીનનાં માહેલાં ભીતરમાં દાખેલ થઇ ત્યાંનાં પાણીને ગરમ કરી ઉપયોગમાં લેઇ ભાત ભાતનાં અને ખુશબોદાર રોપાઓ અને કલીઓ ઉત્પન્ન કરવાનું છે. ઝાડ પાનની વિદ્યા પ્રમાણે કુમલા રોપાઓને કેટલીક ગરમી અવશ્યનીછે જે જો નહી મલતીતો તેઓ નુકશાંન પાંમેછે. જયારે અવશ્યની ગરમી તેઓને નથી મલતી, બીજા શબ્દોમાં જયારે અતી ઘણી ઠંડી હોયછે, ત્યારે તેઓમાંનો રસ બંધાઇ જાઈ તેઓની કુમલી સાખાઓ ફાતી જાયછે અને તેઓ નાશ પાંમેછે. એવી વખતે કેટલીકવાર ખેડુતોને હસ્તકૃત (artificial) ગરમી પોતાનાં ખેતરોને આપવાની જરૂર પડેછે, દાખલા તરીકે ખેતરની પવનની દીશાએ મોટો આતશ સલગાવી ધુમાડો કરીને.

**૩૯ આતશ વાઝીશત**—ધાતુ પ્રમાણે એનો અર્થ "સેતાબ જનાર" وزیدن=واز=वह ઝેં૦ વજીદન (L) Vehere Fr. envoyer સેતાબીથી જવું. બુનદેહશ [3] અને જાદસ્પરમ [4] પ્રમાણે એ વીજલીક શકિતછે. એ કેતાબો પ્રમાણે એ વાદલાંમાંનો "આતશછે. હવામાંની જુદી જુદી જાતની વીજલીઓ સામા સાંમી આવેલાં વાદલાંઓમાં ખેંચાઈ રહેછે તે ઉપરથી એને "વાદલાંઓનો આતશ" શું કારણેસર કહ્યોછે તે સમજ પડેછે.

(૧) બા. ૧૭ ફ. ૧ (૨) બા. ૧૧ ફ. ૪ (૩) બા. ૧૭ ફ. ૧ (૪) બા ૧૧ ફ. ૫.

**૪૦ એ હવા સાફ કરેછે**—જાદસ્પરમ કહેછે કે એનું કામ હવાનો અંધકાર દુર કરી તેને સારી અને ખુશ કરવાનું છે. એ હાલની વિદ્યાએ સીદ્ધ કરેલા વિચારને તદન અનુસરતો વિચાર છે. "સીદ્ધ પદાર્થ વીજ્ઞાન" આપણને શીખવેછે કે હવામાં વીજલીનાં તોફાંનો થયા પછી એટલે હવામાં ઘણી વીજલી પડ્યા પછી હવા સુધરેછે અને ખુશ થાયછે. વીજલી પડયાથી હવામાંની "ઓકસીજન" નામની એક ગેસ (હવા) ખીચોખીચ (condensed) રૂપમાં સંકોચાયછે જે રૂપને "ઓઝોન ગેસ" કહેછે. એ "ઓઝોન ગેસ"ની ખુબી એછે કે તે એક કોહોવાત ખરાબ વાસ વિગેરે દુર કરનારી (disinfecting and deodorizing) ગેસછે. એ ગેસ ઓકસીજન ગેસનું એક ખીચોખીચ રૂપ હોવાને લીધે કોહી અને સરી જતા પદાર્થોના મુલતત્વો એમાંની "ઓકસીજન" સાથે મલીજઇ નીર્દોશ મીશ્રીત પદાર્થો ઉત્પન્ન કરેછે. એ કારણને લીધે ત્યારે, જયારે હવામાં વીજલી પડેછે ત્યારે "ઓઝોન" નામની ગેસ ઉત્પન્ન થયાથી હવા સાફ અને ખુશ થાયછે.

**૪૧ એ વરસાદ લાવેછે**—વળી એ "આતશ"ને વાસ્તે કહેછે કે તે કરાંને હીલચાલ આપેછે, અને ગરમ હવાને વરસાદવાલી કરેછે. એ પણ કુદરતી વિદ્યાનાં ઇશારાછે. કેટલાક વિદ્યાનો કરાંનું ઉત્પન્ન થવાનું કારણ વીજલી સમજેછે. પણ હાલ મુકરર થયુંછે કે વીજલી કરાંને ઉત્પન્ન કરતી નથી, પણ કરાંથી વીજલી ઉત્પન્ન થાયછે. કરાંના કટકાઓ આકાશના ઉંચા ભાગમાં એકએક સાથે ઘસડાયાથી વીજલી ઉત્પન્ન થાયછે. એ કારણને લીધે કેટલીક વાર કરાંનાં તોફાંન (hail storms) સાથે વીજલી પડેછે. વળી વીજલીનાં તોફાંન થયા પછી વરસાદ પડેછે તે ઉપરથી ઉપલો વરસાદનો ઇશારો પણ સમજ પડેછે.

**૪૨ વાઝીશ્ત અને સ્પેનજગર**—વળી બીજું બુનદેહશને[૧] માં જણાવેછે કે એ આતશ (વીજલીક શકિત) વાલું વાદલું "સ્પનગર" (દેવ) સાથે લડતું ઉભું રહેછે. વંદીદાદની ૧૯ મી પરગરદ[૨]

(૧) બા ૧૭ ફ ૧ (૨) ફ ૪૦.

માં પણ એવોજ વિચાર જણાવ્યોછે જયાં કહેછે કે "વાઝીશ્ત આતશ" "સ્પેનજ્ઘ્ર" ([illegible] Peh. [illegible] ફ૦ સપુજગર) દેવ-ને મારનારોછે" હવે સ્પનજગર દેવ તે શું તે બુનદેહશનેના ૭ મા બાબ[3] ઉ-પરથી માલમ પડેછે જયાં તેને "**અસ્પેનગરગાક**" કરી લખ્યોછે. ત્યાં તેને અપોશ (વરસાદની સામેનાં ઘણી ગરમી સુકાશના દેવ)ની સાથે તિશ્ત્રીય (વરસાદ) ની સામે લડતો જણાવ્યો છે. ત્યાં જણાવે છે કે "આતશ વાઝીશ્ત" એ તિશ્ત્રીયની તરફથી એ દેવને ફટકો માર્યો જેથી તે શોકાતુર શોહોર કરવા લાગો જેમ તે હજુર તિશ-ત્રીય સાથે લડતાં કરે છે. જાદસ્પરમનો[4] ૬ ઠો બાબ પણ એવી અલંકારીક લડાઇનું વર્ણન આપે છે. એ વર્ણન ઉપરથી "સ્પેનજગર" દેવ તે "ગગડાત" હોય એમ માલમ પડેછે. એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે એ દેવનો ઇશારો પણ કુદરતી વિદ્યાનો એક ઈશારો છે, કારણ કે આપણ સારીપખે જાણીએછીએ કે જયારે બે વાદલાંઓમાં સામાસામી જાતની જુદી જુદી વીજલીઓ એકથી થાયછે ત્યારે તેઓ એકમેક સાથે મોટા ચમકારા અને અવાજસાથે જોડાઇ જાયછે જે ચમકારાને આપણે "વીજલી પડી" કરી કહયે છીએ અને જે અવાજને આપણે ગગડાત કહુયે છીએ. એ વીજલી અનેગગડાતનાં તોફાંન થયા પછી ઘણો ખરો વરસાદ વરસે છે. એ કુદરતી બનાવને અવસ્તામાં અને પેહલવીમાં, એક બાજુએ "અપોસ" અને "સ્પેનજગર" અને બીજા હાથ ઉપર "તિશ્ત્રીય" અને "વાઝીશ્ત" આતશ વચ્ચેની લડાઇનું અળંકારીકરૂપ આપ્યું છે.

**૪૩ વાઝીશ્તનું પેહલવી વર્ણન અને હાલની વિદ્યા**—બીજા બધા આતશ કરતાં એ "વાઝીશ્ત" આતશ (વીજલીક) શક્તિ) નું વર્ણન ઘણું ખોલ્લું છે, અને હાલની વિદ્યાએ સીદ્ધ કરેલા કાનુનોને મલતું છે. કહે છે કે સાધારણવીજલીનાં સાંચાથી મલતી વીજલીના ચમકારા આકાશમાંથી પડતી વીજલીના ચમકારા સાથે સરખાવીને ફ્રેંકલીને ૧૭૪૯ માં પેહેલ વેહેલું 'હવાની વીજલી' ની બાબદ ઉપર અજવાલું નાખ્યું હતું અને એક પતંગ મારફતે તે વીજલી એકઠી

(૧) ફ ૧૨ (૨) ફ૦ ૧૩

કીધી હતી. ગમે તે હોવો, પણ પેહલવી તાઓ ઉપરથી અને અવસ્તાના ઈશારાઓ ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે આપણા ઈરાંની વડવાઓ એ હવાની વીજલીનું જ્ઞાન ધરાવતા હતા—પછી તે જ્ઞાન તેઓએ કાયદાસર એક વિદ્યા તરીકે મેલવ્યું હોય, કે રાત દીનનાં અનુભવથી મેલવ્યું હોય. ગમે તેમ હોતો પણ તેઓએ દેખાદેલો વીજલીનો, વાદલાં ગગડાત વરસાદ અને કરા સાથનો સંબંધ, અને (ઓઝોન ગેસથી) હવા સાફ થવાનો ઇશારો, આજની વિદ્યાએ જાહેર કરેલી બાબદો સાથે તદન એક મલતાંછે.

**૪૪ આતશ સ્પેનીશ્ત.**—ધાતુ પ્રમાણે એનો અર્થ વૃદ્ધી કરનાર. ધાતુ ·}દ્દ·}—ઙ or ·}દ્દ=શ્વિ = વૃદ્ધી કરવી.

**એ આપણો જમીન ઉપરનો સાધારણ આતશ છે તેની સાબેતીઓ**—બુનદેહશને[1] અને જાદસ્પમર[2] પ્રમાણે એ આતશ આએ દુનીઆમાં બલતો આતશ છે. તેને આતશ બોહરાંમના આતશની માફક ખોરાક જોઈએ છે પણ પાણી નથી જોઇતું. એ ખોરાક તે, તેને બળતો રાખવા માટે જોઇતું બળતન છે. જાદસ્પરમ તેની ઉત્પન્તી આકાશમાં જણાવે છે અને કહેછે કે જમીનપર બલતો આતશ "તેનું નજરે પડતું રૂપ" છે. વળી જણાવે છે કે સઘલા આતશ એ વર્ગના છે.

**૧ વર્ણન ઉપરથી**—ઉપલાં વર્ણન ઉપરથી માલમ પડે છે કે "સ્પેનીશ્ત" તે આપણો દરરોજ રસોઇમાં (culinary) અને બીજાં કામોમાં કામે આવતો સાધારણ આતશ છે, કારણ કે એ વર્ણનમાં ખોલ્લું કહેછે કે એ આતશ આએ જમીનપર "નજરે પડતું રૂપ"છે. આપણા ઉપર વર્ણન કરેલા આતશો—એટલે કે, પ્રાણીનાં દેલની ગરમી, ઝાડપાનની ગરમી, વીજલી, વિગેરે—કંઈ જમીનપર નજરે પડતાં રૂપો નથી.

વળી તેને "ખોરાક જોઇએ છે અને પાણી જોઈતું નથી" તે ઉપરથી પણ માલમ પડે છે કે તે આપણો સાધારણ આતશ છે. જે

(૧)બા. ૧૭ ફ ૧ (૨)બા. ૧૧ ફ ૨

ને બળતનની અગત છે પણ પાણીથી તો તે સાંમો બુજાઈ જાયછે. વીજલીના આતશને બેઉની અગત નથી; ઝાડપાનની ગરમીને પાણીની અગત છે ખોરાકની નહીં; માણીની ગરમીને બેઉની અગત છે. એ ઉપરથી ત્યારે એ આપણો સાધારણ આતશ થડે છે.

એ આતશને ખોરાકની અગત છે તે આતશની નીઆએશ (યજશનેનાં ૬૨ મા હા[1]) માં પણ જણાવેલું છે, જયાં જણાવે છે કે આતશ તેની સનમુખ આવનાર તરફ નજર કરે છે કે તે તેને માટે કંઈ ( ખોરાક બળતન ) લાવ્યો છે કે નહીં

**૨) સાબેતી આતશ નીઆએશ ઉપરથી**—વળી એ "સ્પેનીશ્ત" આતશ તે આપણો સાધારણ આએ પૃથ્વી ઉપર બલતો આતશ છે તેની એક બીજી સાબેતી ઉપલા યજશનેના ૬૨) માં હા ( આતશની નીઆએશ ) ઉપરથી મલે છે. એ આતશની નીઆએશમાં યાદ અને સ્તુતી થયલો આતશ તે આપણો સાધારણ બલતો આતશ છે એતો નક્કી છે કારણકે આપણે ઘડી ઘડી બીજા પુરૂષમાં ·𐬙𐬀𐬎𐬀· 𐬁𐬙𐬀𐬭𐬱· "તવ આતર્શ" એટલે "તું આતશ" એમ તેને બોલાવીએ ( address કર્યે) છીએ. વળી ત્યાં[2] બોલ્યું કહે છે કે ઓ આતશ તું આએ ઘેરમાં બલતો રેહેજે, તું એસમમાં લાયક થજે વિગેરે. તે ઉપરથી પણ માલમ પડે છે કે આતશની નીઆએશ વાલો એ આતશ આપણે ઉપર વર્ણન કરેલો વોહુફ્રયાંન ( માણસ માણીનાં તનમાંનો) અથવા તો ઉર્વાઝીશ્ત ( ઝાડપાનની ગરમીનો ) અથવા તો વાઝીશ્ત (વીજલીનો) નથી, પણ આપણો સાધારણ બલતો આતશ છે.

**૩) અર્થ ઉપરથી**—હવે એ નીઆએશમાં "આતરેમ સ્પેન્તેમ, યજમઇદે" એ ફકરામાં એ સાધરણ બલતા આતશને ·𐬯𐬞𐬆𐬧𐬙𐬆𐬨· "સ્પેન્ત" એટલે "વૃદ્ધિ કરનાર" શબ્દ લગાડયો છે. હવે એ સ્પેન્ત શબ્દ અને યજશનેનાં ૧૭ મા હામાં[3] અને બુનદેહશને અને જાદસ્પરમમાં આવેલા ૫ વર્ગોમાંનો ૫) મો "સ્પેનીશ્ત" શબ્દ એકજ છે. બેઉનો અર્થ "વૃદ્ધિ કરનાર" થાય છે. ફરક માત્ર

(૧) ફ ૮. (૨) ફ. ૨ ને ૩ (૩) ફ. ૧૧

એટલોજ છે કે, પાછલો શબ્દ પેહેલા શબ્દ "સ્પેન્ત" ના ધાતુનો પરાકષ્ટા કોટી ( superlative degree ) નો આકાર ( ·[illegible] ઇષ્ટ પ્રત્યય થોડાક ફેરફાર સાથ લાગી ) થયો છે. એ ઉપરથી, એટલે એ શબ્દનાં નામ ઉપરથીજ ત્યારે માલમ પડે છે અને નક્કી થડે છે કે એ "સ્પેનીશ્ત" તે આપણો સાધારણ આતશ છે, જે આપણા ઘરોમાં આપણાં આતશ દાદગાહોમાં આપણાં આતશ આદરાંનોમાં અને આપણા આતશ બેહેરામોમાં બળે છે.

**એના નામનું કારણ**—હવે એ આતશને વૃદ્ધિ કરનાર શું કારણથી કહ્યો છે તે તો ખોલ્લું છે. વિધા હુનરની નોકે ચઢેલા આએ ૧૯ મી સદીના જમાનામાં એ સમજવું મુશ્કેલ નથી. એ આતશ "વૃદ્ધિ કરનાર" કેમ છે તેનો ખેઆલ બાંધવા માટે ફક્ત વાંચનારે પોતાની નજર આજુબાજુ ફેરવવી. પોતાનાં ઘેરમાં મુગે મોહડે કામ કરતા આતશ ઉપરથી તેણે પોતાની નજર ચીચીઆરી મારતી ગીરની (મીલો) તરફ, ફુંફારા મારતી આગગાડી તરફ અને પોકાર મારતી આગબોતો તરફ ફેરવવી. ફક્ત એ ચાર જગાઓ વિષે ધીરજથી ગોર કરતાં તેની ખાતરી થશે કે આતશ, "સ્પેનીશ્ત" એટલે વૃદ્ધિકરનાર કેમ છે.

**૪૫ આતશની તોખમના યજદો**—વીસ્પરદનાં આતરેમચ નામના ૧૬ મા કરડામાં[1] અહુરમજદના પુત્ર આતશને આરાધ્યો છે અને તેની સાથે આતશની તોખમના યજદોને આરાધ્યા છે. ત્યારે હવે એ આતશને લગતા યજદો કયા? ઉપર વર્ણન કરેલા વર્ગોના આતશ તે આતશને લગતા યજદો દીસે છે. શાયસ્ત લાશાયસ્ત નામની પેહલવી કેતાબના ૧૩ મા બાબ[2] ઉપરથી વિચારવાને બને છે કે એ જુદી જુદી જાતના આતશોના વર્ગોને એ આતશને લગતા યજદો ગણ્યા છે. એ બાબમાં કેહે છે કે "આતરેમચ" નામનો વીસ્પરદનો કરદો બે વખત ભણવાની મતલબ મ્રોબક આતશ (જેનું વર્ણન આપણે પછી કરીશું તે) અને આતશ વાઝીશ્તની સેતાયશ કરવાનીછે. હવે એજ આતરેમચના કરદામાં, આપણે કહ્યું તેમ, "આતશ"ને લ-

(૧) ક. ૧. (૨) ક. ૨૬.

ગતા યજદોને યાદ કર્યા છે, તે ઉપરથી વિચારવાને બને છે કે એ જુદી જુદી જાતના આતશોનેજ આતશની તાખમના યજદો ગણ્યા હોય.

**૪૬ નઈર્યોસંગ**—યજશનેનો ૧૭મો હા જેમાં એ પાંચ જાતના આતશોનાં નામ આવે છે ત્યાં એ આતશોને યાદ કર્યા પછી લખે છે કે—𐬁𐬙𐬭𐬆𐬨 𐬑𐬱𐬀𐬚𐬭𐬍𐬨 𐬥𐬀𐬌𐬭𐬌𐬌𐬋.𐬯𐬀𐬢𐬵𐬆𐬨 𐬫𐬀𐬰𐬀𐬙𐬆𐬨 𐬫𐬀𐬰𐬀𐬨𐬀𐬌𐬛𐬈 એટલે પાદશાહી માફૂવાલા નઈર્યોસંગ યજદને (ઈંજીવા લાયક નઈર્યોસંગને) હમો આરાધ્યે છીએ. ઘણાક સાહેબો એ નઈર્યોસંઘને એક જાતનો આતશ ગણે છે. પણ એ કયા વર્ગનો આતશછે અને કેવી કીસમનો છે તે ચોકસ કેહેવાઇ શકાતું નથી.

ઉપર વર્ણન કરેલા પાંચ વર્ગોની માફક તે કોઇ જાતની ગરમી યા આતશની શકિત દીસતી નથી, કારણકે તેમ હતે તો બુનદેહેશને અને જાદસ્પરમમાં જ્યાં, યજશનેના ૧૭મા હાની માફકજ, એ પાંચ આતશોનાં સીલસીલાબંદ નામો આપ્યાં છે તેમ નઈર્યોસંગનું પણ આપતે; પણ તેમ નથી. નથી તેનું પેહલવી કેતાબોમાં આતશ તરીકે નામ આવતું કે આતશ તરીકે વર્ણન આવતું. પણ આતશની નીઆએશની પેહલવી શહરેમાં તેને આતશ ગણેલો દીસે છે.

હવે જો કે ઉપલા ૫ ) વર્ગોની માફક એ કોઇક આતશ નથી, તોપણ તેનો આતશ સાથે કંઇક સંબંધ હોય એવો વિચાર જાયછે.

એ યજશનેના ૧૭ મા હા ઉપરાંત નઈર્યોસંગનું નામ અવસ્તામાં ફૂકત નીચલા ભાગોમાં મલે છે.

૧ ) આતશની નીઆએશનો શરૂઆતનો ભાગ.
૨ ) ફરવરદીન યશ્ત ૧૫ મો કરદો.
૩ ) વીસ્પરદ ૧૧ ) મો કરદો ૧૬ મો ફકરો.
૪ ) વીસ્પરદ ૭ ) મો કરદો ૧ ) લો ફકરો.
૫ ) મેહર યશ્ત ૧૦ મો ફકરો.
૬ ) યજશનેનો ૫૭ મો હા (મોટી સરોશ યશ્ત ) ૩) જો ફકરો.
૭ ) યજશને ૭૧) મો હા ૨૩ મો ફકરો.
૮ ) વંદીદાદની ૧૯ મી પરગરદ ફ. ૩૪
૯ ) વંદીદાદની ૨૨ મી પરગરદ ફકરો ૭ ને ૧૩

હવે ઉપલા ભાગોમાંથી, આતશની નીઆએશમાં યજશનેના ૧૭ મા હામાં, ૭૧ મા હામાં અને વીસ્પરદના ૧૧ મા કરદામાં અને ફ્રૂરવરદીન યશતમાં એને આતશની સાથે, આગલ અથવા પાછલ આરાધ્યો છે તે ઉપરથી આપણને એટલું તો ચોકસ દીસેછે કે એને આતશ સાથે કંઈ સંબંધછે જો કે તે સંબંધ શું છે તે ચોકસ કેહેવાઇ શકાતું નથી.

વળી તે કોઇ ( આતશના સંબંધની ) શકિતનું અથવા કોઇ પૃથક વિચારનું સજીવારોપણ ( personification ) હોય એવું એટલા ઉપરથી માલમ પડેછે કે વંદીદાદ અને યજશનેના ૭૧ મા હા સિવાય, અવસ્તાના સઘલા ભાગોમાં, જયાં જયાં તેને યાદ કર્યો છે ત્યાં ત્યાં હમેશ તેની સાથે સરોશને યાદ કર્યો છે. વળી પેહલવી બેહમન યશતના ત્રીજા બાબમાં[1] જયાં એનું નામ આવે છે ત્યાં પણ એને સરોશ સાથે યાદ કર્યો છે. એ ઉપરથી માલમ પડે છે કે એ સરોશના જેવા કોઈ પૃથક વિચાર અથવા શક્તિનું સજીવારોપણ હોય.

વંદીદાદમાં (૧૯ મી અને ૨૨ મી પરગરદમાં ) એનું નામ આતશ સાથે મલતું નથી. એ પુસ્તક પ્રમાણે તો એ હોરમજદની તરફનો જાણે કાસદ હોય તેમ થડે છે. ૨૨ ) મો પરગરદમાં હોરમજદ એની પાસે " અઇર્યમન " ફરેસ્તા ઉપર પેગામ કેહેવાડે છે; અને ૧૯ ) મી પરગરદમાં તો ખોલ્લું લખેછે કે "નઇર્યોસંગ" હોરમજદનો કાસદ છે. પેહલવી બેહમન યશતમાં પણ એને એક કાસદ તરીકેજ ચીતાર્યો છે.

વળી બુનદેહશનેમાં એનું જે વર્ણન આવે છે તે એને વળી કોઇ જુદુ કામ કરતો ચીતારે છે. એ કેતાબના ૧૫ ) મા બાબમાં[2] લખે છે કે ગયોમર્દે જતી વખતે ( આએ જેહાંનથી ગુજરતી વખતે ) એક બીજ મેલ્યું જે સુર્યની રોશનીથી પવીત્ર થયું. એમાંના બે ભાગ નઇર્યોસંગે પોતાના કબજામાં રાખ્યા અને એક ભાગ સપંદાદમદે રાખ્યો. એ સઘલું એક અલંકારીક ભેદ ભર્યું લખાંણ દીસે છે જેનો ભેદ ખોલ્લો સમજ પડતો નથી. પેહલવી કેતાબમાં જણાવેલાં " બીજ " સાથના એના સંબંધને અવસ્તાના ( [illegible] ) " નફ્ધ્રો " એટલે નાભ સાથ કદાચ કંઇ સંબંધ હોય કારણકે નાભ એ " બીજ "નું મકાન છે.

---

(૧) ફ. ૨૫, ૨૬, ૫૯ ને ૬૦ (૨) ફ. ૧

એના સંબંધમાં આએ જાણવું અગત્યનું છે કે જેમ નઇર્યોસંગને વંદીદાદમાં એક કાસદ તરીકે જણાવ્યોછે તેમ ખુદ અગ્નિ (આતશ) ને પોતાને મી. કુન્તે પ્રમાણે વેદમાં રીગ્ગ્સાનહીત (૧૦–૧૫૦–૪) માં આકાશ અને પૃથ્વી વચ્ચે દેવતાઓ અને માણસ વચ્ચે કાસદ તરીકે જણાવ્યોછે. વળી મેહેરયશ્તના ૫૨) મા ફકરા પ્રમાણે જેમ "નઇર્યોસંગ" મેહેર અને સરોશ સાથે બુરાઓને નહાસતા પકડવા માટે પોતાની ગાડી જોડે છે તેમ રીગસાનહીત પ્રમાણે અગ્નિ પણ પોતાની ગાડી જોડે છે.

**૪૭ નઈર્યસંગ સચની રોશની તરીકે, શાહાદત વંદીદાદની**—વળી એમ પણ વિચાર જાય છે કે, આપણે આગલ જોયું કે ગરમીનાં કુદરતી મુળોમાં સુર્ય પણ એક છે. તે મુળની ગરમી દખાડનાર એ "નઇર્યોસંગ" નામ હોય. જેમ મેહેર અને સરોશ સુર્યને જુદા જુદા સંજોગોમાં દખાડનાર શબ્દ છે તેમ એ પણ હોય. સુર્યના જાહેર પડવા આગમચની "ગરમી અને રોશની" નું એ એક નામ હોય. એના નામનો અર્થ "માણસોને કેહેનાર" અથવા કાસદ તરીકે થાય છે તે એ ઉપરથી પડયું હોય કે એ "ગરમી અને રોશની" સુર્યના આવવાની એક કાસદ તરીકે ખબર આપે છે. હવે એવા વિચારને કોઇ અવસ્તાનું લખાંણ ખરે ટેકો આપેછે કે નહીં તે તપાસતાં વંદીદાદની ૨૨ મી પરગરદ આપણું ધ્યાંન ખેંચેછે. એ પરગરદનો [1] ભાવાર્થ એ છે કે આએ દુનિઆમાં (૯૯૯૯૯) અગણીત દુ:ખો અને દરદોછે. ભલી "માંથ્રવાણી" ને એ દુ:ખો-જે જેમ મનને લગતાં તેમજ તનને લગતાં હોવાં જોઇએ-તે દફે કરવાની અરજ કરવામાં આવે છે. "માંથ્રસ્પેંત" સવાલ કરે છે કે એ સઘલાં દુ:ખો મારીથી કેમ દફે થાય. ત્યારે હોરમજદ "નઇર્યોસંગ"ને બોલાવીને "અઇર્યમન", એટલે આસાએશ આરામ અને સુખ ચેનના ફરેસ્તા, આગલ મોકલે છે. એની મતલબ એવી દીસેછે કે હોરમજદ એમ કહેછે કે "નઇર્યોસંગ" એટલે સુર્યની ગરમીનાં જાહેર પડવાથી પણ ઘણાંક દરદો દફે થાયછે. એટલે એ પરગરદની મતલબ એ દીસે છે કે ઘણાંક દરદો "માંથ્રસ્પેન્ત" ની એજ

(૧) ૨. ૯

મતી અસરથી દફે થાય છે તેમજ ઘણાંક સુર્યે ઉગવાથી પણ દફે થાય છે. જમીન પરના કેટલાક રોગો અને પીડાઓ સુર્યની રોશનીથી કેવી રીતે દફે થાય છે તે આપણે જાણીએ છીએ. વળી રાતનાં સુર્યની ગેરહાજરીમાં દુઃખ દરદોનું જોર વધારે હોય છે અને આરાંમ આસાએશ ઓછી હોય છે તેનો પણ એ કદાચ ઇશારો હોય.

**શાહાદત મેહેર યશતની** વળી મેહેર યશતનો પર) મો ફ-કરો એ વિચારને ટેકો આપે છે જ્યાં કહે છે કે જયારેબી કોઇ બુ-રૂઝાન ધરાવનાર "કે જે ખરાબ કામ કરનારછે તે નહાસી જાયછે ત્યારે મેહેર ઝડપનાં પગલાંથી અને ઉતાવલથી પોતાની ગાડી જોડેછે તે સાથે ચોંપવાલો સરોશ અને બહાદુર તથા પ્રમાણીક " નઇર્યોસંગ" બી પો-તાની ગાડી જોડે છે. પછી તેઓ દોરીથી મરાયલા (અથવા હીમતથી મ-રાયલા) ફતકા મારે છે." એ ફકરા ઉપરથી માલમ પડે છે કે મેહર સરોશ અને "નઇર્યોસંગ" એ સઘલાં સુરજનાંજ રૂપો હોય. સુર્યની રથ અથવા ગાડી તો જેમ અવસ્તામાં અને વેદમાં તેમજ યુનાની દંતકથા-માં (chariot of Phœbus) તરીકે મશહુર થયલી છે.

**૩ સાબેતી વેદની**—હવે વેદનાં અગ્નિોનાં દાસ્તાન ઉપર-થી પણ એ વિચારને ટેકો મલે છે, કારણકે વેદમાં પણ અગ્નિને "સહુવારની રોશની" તરીકે ગણ્યો છે અને એક કાસદ તરીકે કહયો છે. વળી જે પ્રમાણે વંદીદાદમાં અને મેહર યશતમાં "નઇર્યોસંગ" ને દવો અને દરદોને દફે કરતો જાહેર કર્યોછે તેમ વેદમાં અગ્નિને દુશ-મનોને હાંકી કાઢતો વર્ણવ્યો છે.

**૪૮. ચોકસ સ્થાપેલા આતશો**—અવસ્તામાં આવેલા આતશોના વર્ગોની તપાસ આપણે પુરી કરી. એ તો આતશ કેટલી જાતના છે તેના વર્ગો થયા. પણ પેહલવી કેતાબોમાં ચોકસ સ્થાપેલા આતશોનાં નામો મલે છે તેની આપણ તપાસ લઇએ. એ કંઈ આતશની જાત નથી પણ ફકત જુદા જુદા પાદશાહોના વખતમાં જુદે જુદે જગાએ કંઇ ચોકસ બીનાંના સંબંધમાં સ્થાપેલા આતશોનાં નાંમ છે. દાખલા તરીકે કહેછે કે જ્યારે ઇરાંનથી આપણ પારસીઓ પેહેલ વેહેલા હીંદુસ્થાં-નમાં આવવા નીકલ્યા ત્યારે રસ્તામાં દર્યામાં આપણા કાફલાને

મોટું તોફાંન લાગ્યું અને આપણો સઘલો કાફલો નાશ પામવાની તૈયારીમાં હતો. એવી મુશકેલીની વખતે કેટલાક બુજોર્ગ સાહેબોએ માનતા લીધી કે જો આપણ સહીસલાંમત હીંદુસ્થાનને કીનારે ઉતરશું તો તોફાંનથી મેલવેલી તે "ફતેહ" ની યાદમાં હીંદુસ્થાનમાં એક મોહટું આતશ—કદેહ સ્થાપીશું અને તેનું નામ (ફતેહ ઉપર મવક્કલ થયલા ફરેસ્તા બેહરાંમનાં નામ ઉપરથી) આતશ બેહરાંમ આપીશું. એ નામથી આપણાં હીંદુસ્થાંનનાં મોટાં આતશ—કદેહો જાણાયલાં છે. એ બીનાની યાદગારીમાં સ્થાપેલો આપણો પુરાણો આતશ તે, કહેછે કે આપણાં ઉડવારાનો આતશ બેહરાંમ છે. ત્યારપછી સ્થાપેલા જુદા જુદા એવા આતશો જુદા જુદા ધણીઓનાં નામ સાથે જોડાઇને આતથ બેહરાંમ તરીકે જણાયલા છે.

એ આતશોનું નામ કે વર્ણન આપણને અવસ્તામાંથી મલતું નથી. એટલા માટે એ આતશોની ફકત ટુક નોંધ પેહલવી કેતાબો ઉપરથી લેઇ આપણ આગલ ચાલીશું.

**આતશ ફ્રોબા અથવા ફ્રોબાક**—બુનદેહશનેના ૧૭ મા બાબમાં[1] કહેછે કે એ આતશ પાદશાહ જમશેદે 'ખારઝમ' નામનો મુલક, જે કાસ્પીઅન સમુદ્રની પુર્વે એક પ્રાંત હતો, અને જેને મેહર યશતના ૧૪)મા ફકરામાં ખાઇરીઝના નામે યાદ કર્યો છે, તે મુલકમાં "ગદમનહોમદ" (અર્થ પ્રમાણે દબદબાવાલો) નામના પહાડ ઉપર સ્થાપ્યો હતો. શાહ ગુશતાસ્પનાં રાજમાં એ આતશને ખારઝમથી લાવી કાબુલસ્તાંનમાં રોશન નામના પહાડ ઉપર સ્થાપ્યો હતો, જયાં બુનદેહશનેવાલાના લખવા પ્રમાણે તે તેના વખત સુધી બલતો હતો. એ રોશન પહાડ ઉપરની એની સ્થાપનાનું વર્ણન પેહલવી બેહમન યશતમાં[2] પણ આવેલું છે. એજ યશતમાં[3] શાહ ગુશતાસ્પના છોકરા દસ્તુર પેશોતનને એ આતશની નગેહબાંની કરતો અને એનાં આતશ—કદેહની આરાધના કરતો જણાવ્યો છે, અને કહે છે કે એ આતશની અને આતશો ગોશસ્પ અને બુરઝીન મેહરની મદદથી એ દસ્તુરે મુર્તિ પુજાનો નાશ કર્યો. એને અથોરનાન ઉપર મવક્કલ ગણેલો છે.

---

(૧) ફ. ૫ ને ૬ (૨) બા ૩ ફ. ૨૯ ને ૩૦ (૩) બા ૩ ફ. ૨૯, ૩૦, ૩૭ ને ૪૦.

**૫૦ આતશ ગુશસ્પ**—એ આતશને પાદશાહ કેખુશરૂએ અસ્નવન્દ પહાડ ઉપર તખ્ત નશીન કર્યો હતો. બુનદેહશને કહેછે કે શાહ કેખુશરૂ દેવ પરસ્તીનાં મુર્તિનાં દેરાં તોડવા ગયો ત્યારે એક આતશ (રોશની) એના ઘોડાના કાન પર આવી બેઠો હતો. એનું "ગુશસ્પ" નામ ([illegible] = [illegible] = घोप = ફા૦ ગુશ = કાન અને [illegible] = Peh [illegible] = अश्व = L. equuas ફા૦ અસ્પ = ઘોડો) એજ ઉપરથી છે.

શાએર ફીરદોશી પણ કેખુશરૂનાં દાસ્તાંનમાં એને મલતું વર્ણન આપેછે. ફીરદોશી પ્રમાણે શાહ કેકાઉસનાં મરણની વેલાએ રાજ ગાદી માટે બે ઉમેદવાર હતા. એક કેકાઉસનો પોતાનો છોકરો ફરેબુર્જ અને બીજો એના મરનાર બેટા સ્યાવક્ષનો બેટો કેખુશરૂ. એ બેમાંથી કોણને ગાદી આપવી તેનો ચુકાદો કરતાં એવું ઠર્યું કે જે દેઝ બેહમન નામનો કીલ્લો—જે બુનદેહશનેનાં દાસ્તાંન પ્રમાણે બુતપરસ્ત અને મુર્તિ પુંજાનું મુખ્ય મથક હતું.—તે ફતેહ કરે તેને ગાદી આપવી. ફરેબુર્જ નાઉમેદ થયો, પણ કેખુશરૂ ખોદાની મેહરથી ફતેહમંદ થયો. તે બેહમન દેઝ આગલ ગયો ત્યારે એક રોશની એક જગાએથી નજરે પડી જેથી તે દેઝ આગલનું અંધકાર નાબુદ થયું. કેખુશરૂએ જે બાજુથી તે રોશની નજરે પડી ત્યાં એક મકાન બાંધી આતશ રોશન કરી તેને "આદર ગુશસ્પ"નાં નામે સ્થાપ્યો અને તેની સેવા માટે ધર્મગુરૂ રાખયા.

બુનદેહશને[૩] અને જાદસ્પરમ[૪] અને બેહમન યશ્ત[૫] પ્રમાણે એ આતશની જગા કેકાસ્ત સરોવરના કીનારાપર હતી. હવે બુનદેહશનેના ૨૨)મા બાબમાં[૬] જ્યાં સરોવરનું વર્ણન કર્યુંછે ત્યાં કહેછે કે એ "કેકાસ્ત" સરોવર "આઝરબાએઝાંન" માં આવ્યો છે. મી૦ ઉવેસ્ત કહેછે કે એ સરોવર "આઝરબાએઝાંન" માં આવેલો હાલનો સરોવર ઉરૂમીઆ (Lake Urumiyah) છે જેને "હમદુલા મુસ્તફીના" નામના લખનારે "કેગેસ્ત" કહ્યો છે. એ "કેકાસ્ત" સરોવરનું નામ અવસ્ત-

(૩) બા ૧૭ ફ. ૭ (૪) બા. ફ. ૨૨ (૫) બા ૩ ફ. ૧૦ (૬) ફ. ૨.

માં, આવાંયશ્તના ૪૯ મા ફકરામાં, ગોશયશ્તના ૧૯, ૨૧, ને ૨૨ મા ફકરામાં, અરશીસંગ યશ્તના ૩૮ ને ૩૯ મા ફકરામાં અને આતશની નીઆએશના દીબાચામાં "ચેચસ્તે" તરીકે આવે છે.

પેહલવીમાં ડા, વર શબ્દ "ગોફા" ને "તેમજ" દર્યાને અર્થે આવે છે તે ઉપરથી એરવદ કાવસજી કાંગા[1] કહેછે કે "દસ્તુરોએ એ શબ્દનો અર્થ ગોફા લીધો છે અને તેઓ ચેચસ્તેને ગોફા સમજ્યા છે." જો એ ડા "વર" ના અર્થ આપણ ગોફા લઇએ તો તેનો ધાતુ ·ડાwl=वर्=Eng. Co-ver=ધાંકવું છે. પણ એરવદ કાવસજી એનો અર્થ "સમુદ્ર" કરી તેનો ધાતુ ·ડાwl=ારીડા=वार् =ફા. બારીદન=to rain=વરસવું લેછે. હવે હું ધારૂં છું કે જો કે આગલા દસ્તુરોએ કરેલો એનો અર્થ "ગોફા" સહી નથી તો પણ આપણે ડા=ગોફા એ શબ્દના ધાતુ ·ડાwl=ધાંકવું એ ઉપરથીજ એનો ધાતુ કાઢી શકયે અને તેનો અર્થ, જેમ દસ્તુરોએ કર્યો છે તેમ "ગોફા" નહી, અને "સમુદ્ર" પણ નહી, પણ બુનદેહશનેમાં આવેછે તેમજ સરોવર કર્યે. "સરોવર" એટલે આજુબાજુએ જમીનથી ઘેરાઇ ગયલો અથવા ધંકાઇ ગયલો પાણીનો ભાગ. એટલે એનો ધાતુ આપણે દસ્તુરોની માફક·ડાwl=ધાંકવું લઇએ.

એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે "ચેચસ્તે" જેના કીનારા ઉપર શાહ કેખુશરોએ આતશ ગોશસ્પ પરથ્યો હતો તે જેમ એક ગોફા નથી તેમજ સમુદ્ર નથી પણ બુનદેહેશને પ્રમાણે એક "સરોવર" જ છે. અવસ્તામાં ઉપલા ફકરાઓમાં જયાં જયાં એ "ચેચસ્ત" શબ્દ આવે છે ત્યાં તે કેખુશરૂના સંબંધમાંજ આવે છે.

હવે એ સરોવરને ઉપલી યશ્તોમાં "ઉંડાં" અને ઓહોલાં પાણીવાલો કહયો છે તે બરાબર છે એવું તેની હાલની હકીકત ઉપરથી માલમ પડે છે; કારણકે મી૦ એનસ્ટેડ નામનો ભુતલ વિદ્યાશાસ્ત્રી (Physical geographer) એ ચેચસ્તે સરોવર—જે ઉવેસ્ત

(૧)ખોરદેહ અવસ્તા પાં. ૮૪.

પ્રમાણે હમદુલ્લા મુસ્તફીની સતા ઉપરથી હાલનો ઇરાંનનો સરોવર "ઊરૂમીઆ" જ છે-તેની લંબાઇ ૪૦ મૈલ અને પોહોલાઇ ૨૫ મૈલ આપે છે. આવા મોટા વીસ્તાર ઉપરથી તે નદી તરીકે અથવા દર્યા તરીકે જણાયો હોય તો તેમાં નવાઇ નથી કારણકે આપણે જાણીએ-છીએ કે હાલનો મૃત સરોવર (Dead soa) પણ એક સરોવર હોવા છતાં દર્યાને નામે જણાયલો છે. આતશની નીઆએશની પેહલવી શરહેમાં એ ચેચસ્તેનો વીસ્તાર સમ ચોરસ ચાર ફરસંગનો એટલે ૧૨ ચોરસ મૈલનો જણાવેલો છે. એ વીસ્તાર પછી આસ્તે આસ્તે વધતો ગયો હોય. પેહલવી કેતાબોમાં એ આતશને લડવૈયાઓ ઉપર મવક્કલ ગણેલો છે.

**૫૧ આતશ બોરઝીન મેહર**—એ આતશને શાહ ગોશતાસ્પે "રએવંદ" પહાડ ઉપર તખ્તનશીન કર્યો હતો. બુનદેહશનેના ૧૨) મા બાબ [1] પ્રમાણે એ "રએવંદ" શબ્દનો અર્થ ([illegible]) ઉપરથી) નુર વાલો થાય છે. એજ બાબ પ્રમાણે એ પહાડ "ખોરાસાંન" માં આવ્યો છે, જમીઆદ યશ્તના ૬ ઠા ફકરામાં આપણ એ પહાડનું નામ "રએવત" ([illegible]) તરીકે મલે છે, પણ ત્યાં તેનું ઠેકાનું જણાવ્યું નથી. એ પહાડ બુનદેહશનેના ૧૭ મા બાબ [2] પ્રમાણે અને જાદસ્પરમના ૧૧ મા બાબ [3] પ્રમાણે "પુશ્તે વીશતાસ્પાંન" એટલે ગુશ્તાસ્પના પહાડનો એક ભાગ છે. બુનદેહશને પ્રમાણે અશો જરથોશ્તે શાહ ગુશ્તાસ્પને અને તેનાં કુટુંબને પોતાની નવી દીન કબુલ કરાવી ત્યાર પછી ગોશ્તાસ્પે એને બરપા કીધો. એ આતશને ખેડુતો ઉપર મવક્કલ ગણેલો છે.

**૫૨ ઉપલા તરણે આતશો**—એ ત્રણે આતશોનાં ઉપલાં વર્ણન ઉપરથી માલમ પડે છે કે એ ત્રણે આતશો જુદા જુદા ત્રણ શાહનશાહોએ સ્થાપેલાં આતશોનાં નામો દીસે છે. પણ એઓને જ્યારે સ્થાપ્યા હોય ત્યારેજ એઓ જાણમાં આવ્યા હોય એવું દીસતું નથી. એવું માલમ પડે છે એ આતશો કોઇ કુદરતી બનાવના સંબંધમાં જણાયલા હોવા જોઈએ.

(૧) ફ. ૧૮ (૨) ફ. ૮ (૩) ફ. ૮

બુનદેહશનેના ૧૭ ) મા બાબમાં અને જાદસ્પરમના ૧૧ મામાં એ આતશોની પેહેલ વેહેલી ઉત્પન્તીનું કંઇ વર્ણન આપેલું દીસે છે. પેહેલી ચોપડી પ્રમાણે તેહમુરસના વખતમાં અને પાછલી પ્રમાણે શાહ હોસંગના વખતમાં એક દીન રાત્રે કોઇ કુદરતી બનાવ આકાશમાં બન્યો હોય અને તેમાં કંઈ રોશની જાહેર થઈ હોય તેમ માલમ પડે છે અને તે વખતથી એ ત્રણ આતશો જાહેર થયા હોય એવું દીસે છે. જયાં એ આતશોનું જુદું વર્ણન આવે છે ત્યાં એમ નથી કેહેવામાં આવતું કે એ આતશ જયારે કોઇક પાદશાહના વખતમાં સ્થાપવામાં આવ્યો ત્યારેજ જાણમાં આવ્યો. એથી ઉલતું જાદસ્પરમમાં એક જગાએ કહેછે કે ખુદ પેદાયશની શરૂઆતમાંજ પૃથ્વીને એ ત્રણ આતશોની સંભાલમાં સોંપવામાં આવી હતી. એ ત્રણે આતશોનાં જુદાં વર્ણનમાં કહે છે કે જયારે તેઓને સ્થાપવામાં આવ્યા ત્યાર સુધી તેઓ દુનીઆને પોતાની સંભાલમાં રાખતા આવ્યા હતા. એ જુદા જુદા ત્રણ પાદશાહોએ તેઓને વાસ્તે જે કર્યું તે એટલુંજ કે તેઓને નામે જુદાં જુદાં પોત પોતાના વખતમાં મકાંન બંધાવ્યાં. દાખલા તરીકે આજે વીજલીની રોશની આપણામાં જાણીતી થઇ છે અને તેના ગુણો આજે આપણે જોઇને તેને આપણાં કામકાજ (practical use) માં લાવ્યે છીએ. તે ઉપરથી આજે કોઇ એક આતશ કદેહ એ વીજલીની રોશનીની યાદગારીમાં ઉભો કરે અથવા તો પાંચ પચાસ વરસ રેહીને ઉભો કરે તો તેથી આપણે એમ નહીં સમજવું કે એ રોશની એ આતશ કદેહ ઉભો થયો ત્યારેજ જાણમાં આવી. ઉપલા આતશોના સંબંધમાં એમજ દીસે છે. કોઇ કુદરતી બનાવોના સંબંધમાં એ રોશનીઓ ઘણા જમાના આગમચ જાણમાં આવી હોય અને પછવાડેથી તેઓને નામેજ જુદા જુદા પાદશાહોએ મકાંન બરપા કીધાં હોય. એ આતશોની ઉત્પન્તીનું વર્ણન એવા કોઇ કુદરતી બનાવનોજ ઇશારો કરેછે એવું બુનદેહશનેમાં[1] આપેલા નીચલા અહેવાલનાં ઉવેસ્તની ઉપરથી કરેલા તરજુમા ઉપરથી માલમ પડેછે.

"તેહમુરસનાં રાજમાં જયારે માણસો "સરશોક" ની પીઠ ઉપર ખનીરસના મુલકથી બીજા મુલકો તરફ મુસાફરી કરતાં હતાં ત્યારે એક

(૧) બા. ૧૭ ફ. ૪.

રાત્રે દર્યાની વચ્ચે પવન આતશનાં મકાંન તરફ જોરથી ફુકવા લાગ્યો અને એ આતશનાં મકાંનને આતશ સાથે પવને દર્યામાં ફેંકી દીધું, અને આએ ત્રણે આતશો ત્રણ દમ લેતા નફસો માફક ફુતી નીકલ્યા; તેથી રોશની થઇ ગઇ અને માણસો પાછાં દર્યામાં મુસાફરી કરવા લાગ્યાં."

રોશનીના એવા ચમત્કારીક અદભુત અને સુંદર દેખાવો આજના જમાનામાં કુદરતી વિદ્યાના અભ્યાસીઓને ઓરોરા બોરીએલીસ, ઓરોરા ઓસ્ત્રીએલીસ, સેંટ એલમોઝ ફાએર, ફાએર બોલ્સ, ઉવીલ ઓફ ધી ઉવીસ્પ (aurora Borealis, aurora Austrealis, ) St. Elmo's fire, fire balls, Will of the wisp) વિગેરેના નામોથી જણાયલા છે. પેહલવી અને ફીરદોશી પ્રમાણે "દઝે બેહુમન"નો કીલ્લો ઝીતવા જતાં કેખુશરૂના ઘોડાના કાન ઉપર જે રોશની દેખાઇ હતી અને જે રોશનીની યાદગારીમાં તેણે આતશ "ગુશસ્પ" સ્થાપ્યો હતો તે રોશની પણ "સેંટ એલ્મોઝ ફાયર" નામના એક રોશનીના કુદરતી બનાવનો ખેઆલ આપે છે હવાની વીજલી અને જમીનની વીજલીનું ઘોડાના સાહાજનાં ધાતુના ભાગ મારફતે જાહેર પડતું એ રૂપ હોય.

**૫૩ સારાંશ**—આએ બાબની સઘલી તપસ ઉપરથી ત્યારે તાત્પર્ય એ નીકલે છે કે "આતશ" શબ્દ અવસ્તામાં ગરમી રોશનીનાં અનેક સાંધણોને અર્થે વપડાયલો છે.

તે I આકાશમાં છે. II આકાશ અને જમીન વચ્ચેના ભાગોમાં છે. III આપણી જમીન ઉપર છે અને IV ખુદ આપણી જમીનનાં માહેલાં ભોતરોમાં છે.

I આકાશમાં તે સુર્ય તરીકે હાજર છે કે જે સુર્ય સઘલી ગરમી અને રોશનીનું મુળ છે.

II આકાશ અને જમીન વચ્ચેના ભાગોમાં, તે ૧) અણદીઠ રૂપમાં અને ૨ ) નજરે પડતાં રૂપમાં હાજર છે. ૧ ) અણદીઠ રૂપમાં તે એક અત્યન્ત વાયુરૂપી, સુક્ષમીક, જોખાઈ ન શકાય તેવા પદાર્થ ( જે હાલમાં ઇઠરને નામે જણાયલો છે ) તેની મારફતે ફેલાયલો છે, જે હાલતમાં તે આપણને મુદ્દલ નજરે પડતો નથી.

૨ ) પણ જયારે હવામાં વીજલી પડે છે ત્યારે વીજલી (વાઝીશ્ત) ના ચમકારાનાં રૂપમાં તે આપણને નજરે પડે છે અથવા તો કોઈ બીજા રોશની સંબંધી કુદરતી દેખાવો, જે વારેઘડીએ હવામાં બનતા આપણી નજરે પડે છે તેનાં રૂપમાં તે દેખાય છે.

III જમીન ઉપર પણ તે ૧) અણદીઠ અને ૨) નજરે પડતાં એમ બે રૂપમાં જણાય છે.

(૧) અણદીઠ રૂપમાં ગરમી તરીકે તે (ક) માણસો અને જાનવરોનાં તનમાં ( "આતશ વોહુ ફ્રયાંન" animal heat તરીકે) અને (ખ ) ઝાડપાનોમાં ( ઉર્વાઝીશ્ત તરીકે ) હાજર છે.

ક) માણસનાં તનમાં તે પેહલવી પ્રમાણે પાચન શકિતને મદદ કરે છે. તે આપણા દેલમાંના સાંચાને ખોરાક રૂપે મલતાં બળતનની મારફતે ફરતો અને ચાલતો રાખે છે. બીજા શબ્દોમાં આપણી જીંદગીની જોતને હમેશ બળતી રાખે છે.

ખ ) ઝાડપાનમાં તે બીજને પ્રફુલીત કરવામાં અને છોડવાને ઉગાડવામાં અને વધારવામાં કામ આવે છે.

૨ ) જમીન ઉપર નજરે પડતાં રૂપમાં તે આપણાં ઘરોમાં આપણાં આતશ દાદગાહોમાં આપણાં આતશ આદરાંનોમાં આપણા આતશ બેહરાંમોમાં બળે છે. તેમજ આપણા એક હજારને એક ઉદ્યોગો અને ઉપયોગોમાં કામ આવે છે. આતશની નીઆએશનાં વર્ણનમાં આપણા એ આતશનો મોટો ભાગ છે.

IV જમીનનાં માહેલાં ભીતરોની ગરમી જે ૧) અણદીઠ રહીને ધરતીકંપ તરીકે પોતાની હસ્તીની આપણને સાબેતી આપેછે અને ૨) નજરે પડીને જવાલા મુખી પર્વતો અને ગરમ પાણીના ઝરાઓ વિગેરેમાં પોતાને જાહેર પાડે છે તે વિષે આપણા અવસ્તા ઉપરથી, પેહલવીનાં ઈશારા સિવાય, કંઇ જાણતા નથી.

**૧૪ વેદમાં આવેલું અગ્નિ ( આતશ ) નું વર્ણન**—હવે અવસ્તા અને પેહલવીમાં આવેલાં આતશનાં ઉપલાં વર્ણનને મલતું વેદમાંથી આપણને શું મલે છે તે આપણે તપાસ્યે. વેદમાં

આગ્નિનું વર્ણન, અવસ્તાનાં આતશનાં વર્ણન સાથ સરખાવતાં ઘણું વધારે છે. વળી એ વર્ણન, આપણા ઉપર વર્ણન કરેલા આતશનાં જુદાં જુદાં રૂપોને લાગે છે તેના ઇશારાઓ વેદમાં ઘણા ખોલ્લા છે. એ ઈશારાઓમાં કેટલાક જેમ અંલકારીક ભાષામાં ઢંકાયલા છે તેમ કેટલાક તુરત નજરે પડેછે.

**૧) જું સુર્યના સંબંધમાં અગ્નિ વિષે કહેછે કે**—આએ દુનીઆ અને આકાશ જેઓ અંધકારમાં ગર્ક થયાં હતાં તેઓ અગ્નિનાં નજરે પડવાથી રોશન થાય છે અને આકાશ પૃથ્વી પાણી ઝાડપાન તેનીથી ખુશી થાય છે. એની રથ ચલકતી, ભાત ભાતના રંગની, સુનેરી અને ખુબસુરત છે. એ ગાડીને ઝડપથી જનારા ખુબસુરત લાલ ઘોડાઓ ખેંચે છે.

**૨) જું આકાશ અને જમીન વચ્ચે**—અગ્નિ વીજલી રૂપે જાહેર પડે છે તે નીચલા ફકરાઓ ઉપરથી માલમ પડે છે. "અગ્નિને વરસાદ બે વાદલાંઓની વચ્ચે ઉત્પન્ન કર્યો." એક ઠેકાણે કહે છે કે "અગ્નિને વીજલીની ગાડી ઉપર લેઇ જવામાં આવેછે"

**૩) જું જમીન ઉપરનાં અગ્નિનાં કામના ઇશારાઓ તો પુષકલછે.**—તે એક બચ્ચાંની માફક બે લાકડાંના કટકાઓથી ઉત્પન્ન થાયછે, જે ઘસારાથી ઉત્પન્ન થતા આતશનો ઇશારોછે. એ આતશથી તે જયારે જંગલનાં જંગલો બાલી નાખેછે, ત્યારે એક છોડી મુકેલાં લશ્કર માફક ધાસ્તી ફેલાવે છે, દર્યાના મોજાની માફક અને વીજલીના ગગડાતની માફક ઘોંઘાટ કરે છે અને પવનના ફુંફાડાની માફક આવાજ કરે છે. તે જંગલોને ખાઇ જાયછે અને પોતાની જીભથી તેઓને કાલાં કરી નાંખેછે. ઝાડપાનોના સંબંધમાં કહે છે કે "અગ્નિની દોસ્તીથી ઝાડપાનો ખુશી થાય છે."

**૪) થું જમીનનાં માહેલાં પડોની ગરમીના**—સંબધમાં અગ્નિની જુદી જુદી ઉત્પન્તીઓમાં કહેછે કે "અગ્નિનું ઉત્પન્ન થવું પાણીથી પણ છે." વળી એક ઠેકાણે કહે છે કે "પોતાના દુશ્મનથી બીહીને તે પાણીમાં છુપાયછે." એનો તરજુમો કરનાર એચ. વીલ્સ-

ન કહેછે કે એ ઇશારો બેમાંથી એક ચીજનો હોય. ૧) તો એ કે એ પાણીની છુપી ગરમી (latent heat) વિષે હોય, કે જેને વિષે આપણે જાણીએ છીએ કે જયારેબી કોઈ બટ પદાર્થ પ્રવાહી રૂપ લેછે અથવા પ્રવાહી પદાર્થ વાયું રૂપ લેછે ત્યારે તેને તે રૂપમાં ઝાલી રાખવા ચોકસ ગરમી જોઇએ છે જે ગરમી તે આજુ બાજુની ચીજોમાંથી છીનવી લે છે. એ ગરમીને છુપી ગરમી કહે છે કારણકે તે ગરમી માપક સીસીને જણાતી નથી. વીલ્સનની એ સમજ ઘણી યત્નકૃત (far-fetched) લાગે છે.

પણ એ ફકરાની વીલ્સને આપેલી બીજી સમજ ધ્યાંનમાં ઉતરે તેવી છે. અગ્નિ પાણીમાં સંતાય છે તે જમીનનાં માહેલાં ભીતરની ગરમી (subeterranean heat) છે જે ગરમ પાંણીના ઝરાઓમાં અને બળતા પાહાડોના પ્રવાહી પદાર્થો (lava) માં જાહેર પડે છે. વળી એ ફકરાની ઉપર ટાંકેલા ફકરામાં જયારે ખોલ્લું જણાવે છે કે અગ્નિની ઉત્પન્તી પાણીમાં છે ત્યારે એ ઇશારો માહેલા ભીતરની ગરમીનો ઇશારો હોય એવું ખોલ્લું માલમ પડેછે.



## બાબ ૩ જો
## આતશની સેતાયશ, તેની તવારીખ તેનું પુરાતનપણું અને વાજબીપણું.



**૫૫ આએ બાબમાં આપણ આતશની સેતાયશની તવારીખ** તપાસીશું અને તેનાં પુરાતનપણાં માટે કેટલીક દલીલ તપાસશું, અને જોઇશું કે આતશની સેતાયશ સઘલી અસલી પ્રજાઓમાં એક યા બીજે રૂપે જાએજ હોવી જોઇએ.

**૫૬ મેકસમુલરના વિચાર**—વિદ્વાંન મેકસમુલર પોતાનાં "ધર્મનું મૂળ અને વૃદ્ધી" એવે નામનાં પુસ્તકમાં, મનુષ જાતમાં ધર્મ અને ખોદા વિષેના વિચારો કેમ શરૂ થયા તે સમજાવે

છે. તે કહેછે કે અનંત વિષેનો વિચાર (Idea of the Infinite) એ ધર્મ વિષેનાવીચારનું મૂળ The root (of religious thoughts) છે. અનંત એટલે આપણી ઇંદ્રિઓ (senses) અને તર્કશકિત (reason) થી બહાર; વધારે ખોહલા શબ્દોમાં બોહલ્યે તો જે ચીજ આપણી ઇંદ્રિઓ (નાખ, કાન, આંખ, જીભ, અને ચાંમડી) ને જણાય નહી અને જે ચીજ આપણી તર્કશકિતથી પામી શકાય નહી તે અનંતછે. જે ચીજ આપણી ઇંદ્રિઓથી અથવા આપણી તર્કશકિતથી પરખાય તે અંતવાલી (finite) ગણાય. જેમકે પથ્થર, દુધ, ફુલ, ગાડી, નદી, ડુંગર, સુર્ય, આતશ વિગેરે ચીજો, જે આપણને નજર, સ્વાદ, વાસ લાગણી અને અવાજથી એટલે આપણી ઇંદ્રિઓ મારફતે જણાયછે તે અંતવાલી (finite) ચીજોછે. જે એવી રીતે ન જણાય તે અનંત (Infinite) છે, જેને સાધારણ રીતે "કુદરતી" કરી ને બોલવામાં આવેછે.

**૫૭ મેકસમુલર પ્રમાણે પદાર્થોના વર્ગો**—હવે મેકસમુલર અંતવાલી ચીજોના ત્રણ વર્ગો કરેછે. એના ભાષાણતર કર્તા મી૦ મલબારી એ ત્રણ વર્ગોને નીચલાં નામ આપે છે. (૧) સ્પર્શ્ય (Tangible) એટલે પુરતો હાથ લગાડી શકાય તેવી, (૨) અર્ધ સ્પર્શ્ય (Semitangible) એટલે અરધાને હાથ લગાડી શકાય તેવી અને (૩) અસ્પર્શ્ય (Intangible) એટલે મુદલ હાથ ન લગાડી શકાય તેવી.

પેહલો સ્પર્શ્ય (Tangible). એ વર્ગમાં તે ચીજો આવેછે કે જેને સઘળી તરફથી હાથ લગાડી શકાયછે દાખલા તરીકે પથ્થર, હાડકું, ફુલ, ફળ વિગેરે. એ ચીજોને આપણે હાથમાં લેઇ તપાશી શકયે, તેઓને જોઇ શકયે અને તેઓ વિષેનો ખેઆલ આપણા મનમાં પુરતો લાવી શકયે.

બીજો અર્ધ સ્પર્શ્ય (semitangible). એ વર્ગમાં તે ચીજો આવેછે કે જેને આપણી ઇંદ્રીઓ વટે પારખી શકયે છીએ; તેઓને જોઇ, સાંભલી, સુંઘી શકયે છીએ વિગેરે; પણ પેહેલા વર્ગની માફક આપણે તેઓને પુરતી રીતે હાથમાં ધરી શકતા નથી. દાખલા તરીકે એક બુ-

લંદ ઝાડ જેને આપણે જોઇ શકયે છીએ, તપાસી શકયે છીએ વિગેરે, પણ તેની ઘણી ઉંચાઇને લીધે તેને આપણ સંપુર્ણ રીતે આપણા હાથમાં લાવી શકતા નથી. પહાડ, નદી અને આપણી પૃથ્વી એ વર્ગમાં આવી શકેછે, જેઓના એક ચોકશ ભાગનેજ આપણે જોઇ શકયે છીએ, અને હાથ લગાડી શકયે છીએ પણ બાકીનો ભાગ આપણી લાગણીથી તદન દુરછે.

ત્રીજો અસ્પર્શ્ય (Intangible). એ વર્ગમાંની ચીજોને આપણે ઉપલા બે વર્ગોની માફક જોઇયે છીએ અથવા સાંભલ્યે છીએ પણ તેઓને આપણે મુદ્દલ હાથ લગાડી શકતા નથી. પેહેલા વર્ગની ચીજોને આપણે સંપુર્ણ રીતે હાથ લગાડી શકયે છીએ; બીજા વર્ગની ચીજોના ફકત થોડા ભાગને; પણ આએ ત્રીજા વર્ગની ચીજોને આપણ મુદ્દલ હાથ લગાડી શકતા નથી. એ વર્ગમાં આકાશ, સેતારા, સુર્ય, ચંદ્ર, આપણી બાબદવાલો **આતશ** વિગેરે આવે છે.

**૫૮ અસ્પર્શ્ય ઉપરથી અનંત વિષેના વિચાર**— **હવે મેક્સમુલર કહેછે** કે એ ત્રણે વર્ગોમાંના દરેક વર્ગની અંતવાલી ચીજ માણસનો વિચર (Infinite) અનંત ઉપર લેઇ જાય છે. અંતવાલી ચીજો વિષેનું આપાણી પાંચ ઇંદ્રિઓથી મલતું જ્ઞાન આપણને એક અનંત, અણદીઠ, અથવા કુદરતી વિચાર ઉપર લેઇ જાય છે.

હવે એ અનંત વિષેનો ખેઆલ વધતો ઓછો આવવાનો આધાર એ ત્રણ વર્ગમાંના કીયા વર્ગની ચીજ ઉપરથી એ ખેઆલ બાંધવામાં આવે છે, તે ઉપર રહે છે. પેહેલા સ્પર્શ્ય વર્ગની ચીજ કરતાં બીજા અર્ધ સ્પર્શ્ય વર્ગની ચીજથી એ ખેઆલ વધારે આવે. સ્પર્શ્ય ચીજ તો પુરતી રીતે જોવાઇ શકાય, તપાસી શકાય, માપી શકાય, સાંભલી શકાય, અને ચાખી શકય તેથી તેની ઉપરથી કાંઇ અનંતનો, કાંઇ અણદીઠનો, ખેઆલ પુરતો મનમાં ન આવે.

બીજા વર્ગની અર્ધ સ્પર્શ્ય ચીજને તો થોડીકજ તપાસી શકાય, થોડાક ભાગનેજ હાથ લગાડી શકાય બાકીને નહીં. તેથી તે ઉપરથી અણદીઠ, અદભુત, અનંતનો ખેઆલ વધારે આવે.

વળી બીજા વર્ગની અર્ધસ્પર્શ્ય ચીજ કરતાં ત્રીજા વર્ગની અસ્પર્શ્ય ચીજ ઉપરથી તો તે અદભુત, અનંત, અણદીઠ, કુદરતીનો ખેઆલ વધારે જલદી આવે, કારણકે એ અસ્પર્શ્ય ચીજને તો આપણે મુદલ હાથ લગાડીને તપાસી શકતા નથી. તેના દેખાવ પછવાડે કાંઇ ઘણું અણદીઠ, ઘણું છુપું, ઘણું અદભુત, ઘણું બેમાલુંમ ઘણું અનંત છે, જે આપણે પીછાની શકતા નથી. એ પ્રમાણે જેમ એક ચીજ આપણી લાગણી શકિતઓથી વધારે દુર તેમ તેમ તે ઉપરથી આપણે અનંતનો, અણદીઠનો, ખોલ્લું બોલ્યે તો ઈશ્વરી શકિતનો વધારે ખેઆલ બાંધીએ. દાખલા તરીકે આપણા અસલી વડવાઓ જયારે સુર્ય ઉપર નજર કરતા હુતા ત્યારે પોતાની ઇંદ્રિઓમાંની કેટલીકથી તેને તપાસતા હતા. તેઓ તેને આંખે જોતા હતા, તેના ઉગવા પછી તેની ગરમી તેઓને ચાંમડીપર લાગતી હુતી પણ તેઓ એને વિષે એટલુંજ જાણી શકતા. તેઓની જોવાની અને લાગવાની ઇંદ્રિઓમાંજ સુર્યવિષેનું તેઓનું જ્ઞાન સમાઇ રહેયું. ઇંદ્રિઓથી તેઓ બીજું તેને વિષે કાંઇ જાણી શકયા નહીં, ત્યારે તેઓ વિચાર કરવા લાગ્યા કે એ શું હશે? શાનો બનેલો હશે? એ કયાં હશે? એ કેવો હશે? એવા વિચારો તેઓને અણદીઠ બાબદ ઉપર લેઇ જવા લાગ્યા. તેઓ વિચાર કરવા લાગ્યા કે એમાં કાંઇ ભેદ છે, કાંઇ અણદીઠ છે, કાંઇ ઇંદ્રિશકિતની હદની બાહેર છે. એવાવિચારો તેઓને એક એવી શકિત વિષેના વિચારપર લેઇ ગયા કે જેને આપણ ઇશ્વરી શકિત કહેલ છીએ. મેકસમુલર પ્રમાણે એવી ચીજો ઉપરથી છેક અસલના જમાનાનાં સાદાં માણસોના વિચાર ધર્મ ઉપર અને ખોદા ઉપર જવા લાગા. તે છુપું, તે અણદીઠ, તે નજર બાહેર, તે બેમાલુમ શકિત, જે ઇંદ્રિઓથી પુરતી પામી નહીં શકાઇ તે શકિત ઇશ્વર શકિત ગણાવા લાગી.

એ પ્રમાણે ત્યારે એ ત્રણે વર્ગોમાંથી છેલા બે વર્ગો અને તેમાં વળી મુખ્ય કરી છેલો વર્ગ માણસનું ધ્યાંન ઇશ્વર ઉપર પેહેલાં લેઇ ગયો. પેહેલા વર્ગની ચીજો—જેવીકે પથ્થર મટોડી—તો તે સાદો અસલી માણસ સંપુર્ણ રીતે તપાસી શકયો; તે તેને જોઇ, સુગી, ચાખી, સાંભલી,

હાથ લગાડી શકયો; તે ચીજ જોવામાં અને તપાસવામાં તેને કાંઇ ઘણુ છુપું કાંઇ ઘણું અદભુત, કાંઇ ઘણું અણદીઠ રહયું નહીં. જે હતું તે તે પામી શકયો. તેથી એ વર્ગની ચીજો તેનું મન ઇશ્વરી શકિત ઉપર ખુદ ઇશ્વર ઉપર લઇ ગઇ નહી, જોકે એવી ચીજો પણ અનંત ઉપર થોડો ઘણો વિચાર લેઇ જાયછે; જેમકે વધારે પછીના જમાનામાં માણસો જયારે પથ્થર, ઝાડ વિગેરે સ્પર્શ્ય ચીજોને પુંજવા લાગા ત્યારે.

**૫૯ આતશ ઉપરથી ઇશ્વરનો વિચાર**—એજ છેલા વર્ગમાં આપણા રેસાલાની બાબદવાલો પદાર્થ "આતશ" પણ આવેછે. હવે સુર્ય, ચંદ્ર, વિગેરે નુરો, એ વર્ગમાં આવે તે અજાયબ જેવું નથી. પણ "આતશ" જે આપણી જમીન ઉપર છે, જેને આપણ હાથ લગાડી શકયે છીએ, સઘલી બાજુથી જોઇ શકયે છીએ, તે એ વર્ગમાં કેમ આવી શકે તે પેહેલી નજરે અજાયબ જેવું લાગેછે. પણ મેકસમુલરના કેહેવા પ્રમાણે હાલમાં આપણે આતશ વિષે જે જાણયે છીએ તે જ્ઞાનની રોશનીથી આતશને નહી લેવો, પણ આપણા ઘણા અસલી વડવાઓ તેને વિષે શું ધારતા હતા તે રોશનીમાં લેવો. હાલમાં આપણે આતશ કેમ ઉત્પન્ન કરવો તે વિગેરે જાંણયે છીએ તેવી રીતે તેઓ જાંણતા ન હતા. હાલમાં તો આપણ જાંણયે છીએ કે આતશનાં—તેનાં નજરે પડતાં યા અણદીઠ (ગરમીનાં) રૂપમાં-આપણે શરૂઆતમાં જોયું તેમ, ત્રણ મુળોછે. (૧) યંત્ર પ્રકરણી બળના મુળો (૨)રસાયણી મુળો અને (૩) કુદરતી મુળો. હવે આગલ કહ્યું તેમ ઘણાજ અસલી જમાનાનાં માણસો એ ત્રણ મુળોમાંનાં પેહેલાં બે વિષે કાંઇ જાણતા ન હતા. યંત્ર પ્રકરણી બલ જેથી આપણાં કારખાંનાઓ અને આપણા હજારો ઉદ્યોગો ચાલેછે, તેથી તેઓ અજાણા હતા. વળી રસાયણી મુળ વિષે પણ તેઓ અજ્ઞાન હતા. તેઓ આતશનાં અણદીઠ રૂપ અથવા નજરે પડતાં રૂપ વિષે જે કાંઇ જાણતા હતા, તે ફકત છેલ્લાં મુળ મારફતે, એટલે કુદરતી મુળો મારફતે, જે વર્ગમાં સુર્ય, જમીનનાં માહેલાં ભીતરમાં સમાયલી ગરમી અને વીજલી આવેછે. મેકસમુલરના એ વિચારને ફીરદૌશીથી ટેકો મલેછે. જો ફીરદોશીનું કેહેવું ખરૂં હોયતો, આપણે શરૂઆતમાં

કહેવું તેમ, આતશની ઉત્પન્તીનું જ્ઞાન માણસ જાતને છેક હોશંગના વખતમાં મહ્યું હતું. ઘણાં અસલી જમાનામાં તો માણસો પોતાનો ખોરાક પણ કાચો પકાવ્યા વગર ખાતા હોવા જોઇએ.

ત્યારે છેક અસલી જમાનાનાં માણસો આતશ વિષે શું ધારતા હતા તે વિષે આપણ વિચાર કરીશું તો "આતશ" એ ત્રીજા વર્ગ અસ્પર્શ્ય (Intangible) પદાર્થોના વર્ગમાં કેમ આવી શકે તે સમજ પડશે. એ આપણા અસલી વડવાઓનો વિચાર શું હતો તે આપણે મેક્સમુલરના શબ્દોમાંજ જોઇએ. "એમ બન્યું હોય કે માણસની આએ પૃથ્વી ઉપર પેદાયશ થયા પછી, અને તેણે પોતાની ભાષા ઘડવા પછી પણ ઘણો વખત સુધી, આતશ કેમ ઉત્પન્ન કરવો તે તેને ખબર ન હોય. પણ એ કેમ ઉત્પન્ન કરવો તેની શોધ થઈ હોય તેની આગમચ તેનામાં આતશ વિષેનો ખેઆલ અને વિચારનો ઘડી ઘડી ઉત્પન્ન થયલો હોવો જોઈએ; કારણકે જયારે વીજલી પડતી ત્યારે તે આતશના ચમકારા જોતા હોવા જોઇએ; તે દરરોજ સુર્યની ગરમી અને રોશની જોતા હોવો જોઇએ; કેટલીક વાર તેણે જંગલો ને જંગલો સલગી ઉથેલાં જોવાં જોઇએ, કે જે જંગલો (જેમ હાલમાં પણ આફ્રીકા અને અમેરીકાના ભીનાશ વગરની હવા વાલાં જંગલો (prairies) માં બનેછે તેમ) ઉનાળામાં બે ઝાડોના ઘસાવાથી ઉત્પન્ન થતી ગરમીથી અથવાતો વીજલીના ચમકારાથી સળગી ઉઠતાં હોય. એ ચમકારાઓમાં અને આગોમાં તે જોતો હતો કે એકાએક આતશ દેખાઇ આવતો હતો અને પાછો ગેબ થઇ જતો; તેમાં વીજલીના ચમકારામાં તો એ ચમકારાઓ એકદમ તેનાં મનને ગુંચવાવતા હતા, કે એ આતશ એકદમ આવ્યો કયાંથી? અને ગેબ થઇ ગયો કયાં? આકાશમાંથીતો નહી આવ્યો હોય? દરીઆમાંતો ગેબ નહી થઇ ગયો હોય? વખતે તે સુરજમાં તો નહી રેહતો હોય? અને ત્યાંથીતો નહીં આવ્યો હોય? એ સઘલા સવાલો જે તેઓએ પોતાને કર્યા હોય તે હાલતમાંતો આપણને બચ્ચાંના સવાલો જેવા લાગેછે, પણ જયારે માણસ પોતાની ઘણી અસલી હાલતમાં હતો, જે વખતે આતશ કેમ ઉત્પન્ન કરવો તે તે સમજતો નહી હતો, ત્યારે તો કુદરતી

હોવા જોઇએ. વળી ઘસારાથી આતશ કેમ ઉત્પન્ન કરવો તે જાણ્યા પછી પણ માણસ તેનું કારણ શું, અને તે કેમ ઉત્પન્ન થયો તે સમજતો ન હોય.

એ પ્રમાણે ત્યારે અસલી માણસોના વિચાર તરફ જોતાં આતશ જો કે જમીન ઉપરછે, અને સઘલી રીત જોવાઇ શકાય તેવોછે. તોપણ તેને આપણે સુર્યની માફક ત્રીજા અસ્પર્શ્ય પદાર્થોના વર્ગમાં મેલી શકયે; કારણકે જોકે હાલનો આપણો આતશ તો સઘલી રીતે જોવાઇ શકાય અને હાથ લગાડી શકાય તેવોછે, તોપણ અસલનાં માણસો તો તેને ફક્ત આસમાનપર પરતા વીજલા ચમકારામાં અને જંગલોમાં પોતાની મેળે સળગી ઉથતી આગોમાં જોતા હતા.

એ પ્રમાણે ત્યારે માણસ જાતની આતશ સાથે પીછાન ઘણા અસલી જમાનામાં, પેહેલ વેહેલાં વીજલીના ચમકારા, સુર્યની ગરમી અને તે ગરમીથી ભીનાશ વગરની હવાવાલા મુલકોમાં સળગી ઉથતી મોટી આગો મારફતે થઇ અને તે પીછાન, તે ઓલખાણ, માણસોનું ધ્યાન તે સર્વ શક્તિવાન સાહેબ તરફ લેઇ ગેઇ. બીજા શબ્દોમાં, ઉપર વર્ણન કરેલા ત્રણ વર્ગોમાંના ત્રીજા અસ્પર્શ્ય વર્ગવાલા અસ્પર્શ્ય આતશ સાથની ઓલખાણ મારફતે અસલી જમાનાનાં માણસો ખુદ ખોદાને પીછાનવા લાગા.

એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે તે સર્વ શક્તિવાંન સાહેબને પીછાનવા માટે, તેનો ખેઆલ મનમાં લાવવા માટે, તેની અદભુત શક્તિનો વિચાર મનમાં ઉતારવા માટે, "આતશ" ઘણાં અસલી જમાનાથી એક સાંધણ તરીકે ગણાતો હતો; અસલી જમાનાઓ (prehistoric times) કે જેને માટે તવારીખના સફાઓ-પછી હીરોદોતસ, થ્યુસીદીદીસ, જેવા તવારીખ નવેશોએ લખેલી તવારીખ કહો કે, વેદ. અવસ્તા, ઓલ્ડ તેસ્ટેમેન્ટ જેવાં પુરાનાં ધર્મ પુષ્ટકોમાંથી મલતી તવારીખ કહો—બંદછે; અસલી જમાનાઓ કે જયારે સઘલા આર્ય ભાઇબંદુઓ—શું વેદવાલાઓ કે શું અવસ્તાવાલાઓ, શું યુનાનીઓ કે શું રૂમીઓ—એકજ મુલકમાં, એકજ આર્ય ભુમીમાં વસ્તા હતા, એટલુંજ નહીં પણ જયારે સેમેટીક વંશના વડીલો પણ સાથે વસ્તા હોવા જોય.

એ તપાસ ઉપરથી આપણને માલમ પડે છે કે ઇશ્વરની શકિત વિષેના ખેઆલ માણસ જાતને આપવા માટે સુર્ય ચંદ્રની માફક, આતશ એક ઉપયોગી સાંધણ થઈ પડયું હતું. ઘણાં અસલી વખતથી આતશ કુદરતમાં બનતા પોતાના અદભુત અને વીચીત્ર બનાવોથી માણસ જાતનું ધ્યાંન તેના બનાવનાર ઉપર લેઇ જનાર એક સાંધણ હતુ જેમ તે આજ સુધી છે.

એ શરૂઆતના જમાના પછી માણસ આસ્તે આસ્તે એ ત્રીજા અસ્પર્શ્ય પદાર્થો મેલી દેઇ બીજા અર્ધસ્પર્શ્ય પદાર્થો ઉપર આવી તે ઉપરથી ઇશ્વરી શકિત વિષેનો, ખુદ ખોદા વિષેનો વિચાર બાંધવા લાગો, જેના દાખલાઓ ઝાડપાન પર્વત નદી વિગેરેની પુજામાં જોવામાં આવેછે. એ વર્ગ ઉપરથી હેથે ઉતરી છેક ઉતરતા સ્પર્શ્ય પદાર્થો ઉપર પોતાનું ધ્યાંન લગાડી, માણસ તેઓની મારફતે ઇશ્વર ઉપર ધ્યાંન લેઈ જવા લાગો, જેના દાખલા જાનવર–પુંજા, મુરતી–પુંજા, પથ્થર–પુંજા વિગેરેમાં મલે છે.

**૬૦ અનેક–દેવ–મત**–ઉપલી તપાસ ઉપરથી ત્યારે આપણને માલમ પડેછે કે અસલના જમાનામાં માણસ જાતનું ધ્યાંન ઇશ્વર વિષે ખેઆલ બાંધવાને વાસ્તે જે ખેંચાયું હતું તે, સુર્ય, ચંદ્ર, જેવા ખાલેશ અસ્પર્શ્ય પદાર્થો ઉપરથી ખેંચાયું હતું અને એ પદાર્થોમાં આપણું આતશી નુર પણ એક હતું પણ હવે ઇશ્વર વિષે અસલી એર્યનોનું ધ્યાંન એ પ્રમાણે એ નુરો મારફતે ખેંચાયા પછી આસ્તે આસ્તે તે એર્યનો તે નુરો ઉપરથી ઘણાક ઇશ્વરોના ખેઆલ બાંધવા લાગા.

અહીં યાદ રાખવું જોઇએ કે અસલી એર્યનો તે આપણા અવસ્તાવાલાઓના તુરતના વડવાઓ (immediate ancestors) જ નહી સમજવા પણ જેમ અવસતાવાલાઓના તેમજ વેદવાલાઓના, યુનાનીઓના તેમજ રૂમી વિગેરે પશ્ચિમ તરફ છુટા પડેલા સઘળા તોલાઓના પણ વડવાઓ સમજવા.

પેહલ વેહેલાં એ અસ્પર્શ્ય પદાર્થો ઉપરથી એક અણદીઠ, અદભુત, બેમાલુમ શકિત વિષે–બીજા શબ્દોમાં ખોદા વિષે–વિચાર બાંધ્યા

પછી તેઓ આસ્તે આસ્તે જુદાં જુદાં સાંધણોનેજ જાણે ખોદા ગણીને ઘણા ઇશ્વરો સમજવા લાગા. અહીં આપણે યાદ રાખવું કે એ વિચારો કાંઇ એક બે દાહેકામાં નહી, કે એક બે સદીમાં નહી, પણ સેંકડો બલકે હજારો વર્ષ પછી ફરતા જવા જોઇએ.

એ પ્રમાણે ત્યારે દીસેછે કે અસલી એર્યનો પેહેલ વેહેલાં અસ્પર્શ્ય પદાર્થો ઉપરથી ઇશ્વિરી શકિતનો ખેઆલ બાંધતા બાંધતા આસ્તે-આસ્તે ઘણાક ઇશ્વરોનો ખીઆલ બાંધતા ગયા. એના દાખલાઓ મેકસમુલર વેદમાંથી ટાંકેછે. જેમ અસલી એર્યન વંશમાંથી વેદવાલાઓ છુટા પડી પુર્વ તરફ રહયા તેમ યુનાની, રૂમી વિગેરે તોલાના વડવાઓ પશ્ચિમ તરફ ગયા. એઓ પણ એક ઇશ્વરના વિચાર (Monotheism) ઉપરથી અનેક ઇશ્વિરના વિચાર (Polytheism) ઉપર જવા લાગા. પણ એ વેદવાળાઓ અને પશ્ચિમ તરફ છુટા પડેલા આપણા આર્ય ભાઇબંદો અનેક–દેવ–મત (Polytheism) પર ગયા તે વિષે વીચાર કરવાનું કાંમ હાલ આપણનું નથી માટે તે આપણે છોડી દેઇ આપણા અવસ્તાવાલાઓ ઉપર આવ્યે.

**૬૧ એ અનેક–દેવ–મત સામે જરથોશ્ત**—અનેક–દેવ મત દાખલ થવાના એવા બારીક અયામે, એવા અંતના સંજોગે, એવી અડી વેળાએ, એવે એનને વખતે પેલા માહ પ્રતાપી નરનું, પેલા અદભુત શકિતના પુરૂશનું, પેલા ખોદાઇ ફીલસુફીભર્યા મરદનું, પેલા ડાહાપણભર્યા શખસનું, જનમવું થયું કે જેને વિષે "મીસ કોબ" નામની એક કાબેલ બાનુ કેહેછે કે, "જો જરથોસ્ત જનમ્યો નહતે તો માણસ જાતનો એતેકાદ હાલ કેવો થયો હતે તે વિચારવું ઘણું મુશકેલ લાગે છે."

જરથોશ્તે જોયું કે એક ઇશ્વરમત ઉપરથી અનેક ઇશ્વરમતના અંગારા તેની આસપાસ ફુટતા હતા; તેણે દીઠું કે એક ઇશ્વરની ભકિત ઉપરથી અનેક ઇશ્વરની ભકિત ઉપર માણસોનું મત ફેરવાતું હતું; તેને માલમ પડયું કે અસ્પર્શ્ય પદાર્થો ઉપરથી અર્ધસ્પર્શ્ય પદાર્થો ઉપર અને વળી કેટલાક તો અર્ધસ્પર્શ્ય ઉપરથી સ્પર્શ્ય પદાર્થો ઉપર ઉતરી, તે પદાર્થો ઉપરથી ઇશ્વર વિષે ખેઆલ બાંધવા લાગા હતા, એટલુંજ

નહી પણ તે ઉપરથી અનેક ઇશ્વરો માનવા લાગા હતા. ત્યારે તેણે પોતાના મજબુત હાથે તે વિચારો દુર કરવાની કોશેશ કરી, પોતાના મજબુત પગે તેવાં એકીનો કચરી નાખવાનો યત્ન કર્યો, અને પોતાના મજબુત અવાજે તે દેવ–યસ્ન મતને દાબી નાખવાની તજવીજ કરી. એ કોશેશમાં, એ યત્નમાં, એ તજવીજમાં, તે કેટલો ફતેહ પામ્યો તે "મીસ કોબ" ના ઉપલા શબ્દો આપણને દેખાડે છે.

એવા આપણા વીચારો કેટલાકોને પસંદ ન આવે. તેઓ કહેશે કે આપણે એમ કહયે તો તે ખોટું ગણાય, કારણકે ત્યારે તો આપણા અસલી એર્યનો અનેક ઇશ્વરને માનનારા ગણાય? અરે! પણ એમાં ખોટું શું ગણાય? એમ કેહેવામાં શરમ શાની? એમ વિચારવામાં લાજ શાની? જો તેઓ કહે છે તેમ જરથોશ્તની તુરત આગમચના સઘલા એર્યનો પણ એકજ ખોદાને માનનારા, સઘલાજ સમાર્ગે ચાલનારા હતા, તો આએ દુનીઆમાં પેલા મહા પ્રતાપી જરથોશ્તનું કામજ શું હતું? જ્યારે સઘલું સારૂંજ હતું ત્યારે સારો માર્ગ દેખાડનારની અગતજ શી હતી? જયારે સઘળો માર્ગજ સીધો હતો ત્યારે જરથોશ્ત જેવા રાહનુમાએનું કામજ શું હતું? એવા વિચાર બાંધી તેઓ ખુદ જરથોશ્તની એક પેગમબર તરીકેની કીર્તિને અને એક રાહનુમાએ તરીકેની સ્તુતીને કમી કરે છે. હવે જરથોશ્તે પોતાના નવા ધર્મમાં અનેક–ઇશ્વર–મત તોડયું પણ તેણે આતશનું નુર, જે ઉપરથી, આપણે ઉપર તપાસ્યું તેમ, અસલી માણસ જાતનું ઇશ્વરી ખેયાલ ઉપર પેહેલું ધ્યાન ખેંચાતું હતું, તે નુરને તેની લાયક જગા આપી. તેની આગમચ માણસ જાતના બીગડેલા વિચારે આતશને અને તેની સાથનાં નુરોને, ઇશ્વરી ધર્મમાં તેઓની લાયક જગાએથી ખસેડી જે અનઘટીત જગા આપી હતી, તે જગાએથી જરથોશ્તે તેઓને પાછી ઘટતી જગા આપી; અને ઇશ્વર ઉપર ધ્યાંન અને જ્ઞાન લેઇ જવા માટે આતશને એક લાયક નુર તરીકે કબુલ રાખ્યું. ગાથામાં જલવાઇ રહેલાં જરથોશ્તનાં બુલંદ અને નામાંકીત ભાષાણ પ્રમાણે તેણે દેવ–યસ્નને ધીક્કારી કાઢીને અને અનેક–દેવ–મતને તુચ્છકારી કાઢીને એક ઇશ્વરી માનતા સ્થાપી અને આતશને પોતાની નવી દીનમાં લાયક જગા આ-

પી. આતશને બીજાં નુરોની સાથે દેવતા રૂપ આપી જે અનેક—દેવ—મત જાએજ કરવામાં આવયું હતું તે રદ કરી એકજ ઇશ્વરને માન આપવાની નવી ખાલેશ દીન શરૂ કરી. તે દીનમાં આતશને તેની તે લાયક જગા આપી કે જે જગા તેને એ અનેક—દેવ—મતના એતેકાદની આગમચ મલેલી હતી, એટલે કે જરથોશ્તે "આતશ" ને ઇશ્વરની નુરી શક્તિનું માંન આપનાર નુર તરીકે ગણ્યો.

એ તપાસ ઉપરથી ત્યારે આપણને વિચારવાને બને છે કે ઘણા અસલી જમાનાથી આતશની સેતાયશ માણસો કરતાં હતાં. અને એની મારફતે તે કીરતારને યાદ કરતાં હતાં. એ આતશ મારફતના એક—દેવ—મત ઉપરથી તેઓ, જેમ વેદના અગ્નિના બાબમાં દીસે છે તેમ, અનેક—દેવ—મતપર ઘસડાયાં હતાં. જરથોશ્તે એ અનેક—દેવ—મત તોડયું અને આતશને પોતાની નવી દીનમાં લાયક જગા આપી તેની અસલી સેતાયશ જાલવી રાખી.

જરથોશ્તના વખત પછીથી આજ સુધી એ સેતાયશ આપણામાં એમની એમ ચાલુ રહી છે.

## આતશની સેતાયશના પુરાતનપણાની સાબેતીઓ.

૬૨ **આપણું મુખ્ય સીધ્ધાંત** કે માણસ ઘણા અસલી-જમાનાથી આતશના નુરી કેબલાને ઇશ્વરી શક્તિનો ખેઆલ મનમાં લાવવા માટે સાંધણ ગણતો હતો તે, જુદી જુદી પ્રજાઓના ધર્મ અને ભાષા ઉપરથી હવે આપણે તપાસ્યે.

મુંબઇના હાલના કેઠલીક લાર્ડ બીશપ ફાધર મ્યુરીન એક કેઠલીક બેહદીન સાથે એ બાબદ ઉપર ચાલેલાં પોતાનાં કાગજ વેહવારનાં ચોપાન્યાંમાં એ બાબદ ઘણી કાબેલીઅતથી હાથ ધરે છે, અને દેખાડે છે કે આતશ જેવા નુરી કેબલાની સેતાયશ અને સ્તુતી અને તેની મારફતે તે કીરતારની યાદ ઘણા અસલી જમાનાથી ચાલતી આવી છે, અસલી જમાનો, કે જયારે અવસ્તાવાલાઓ તેમજ વેદવાલાઓ, યુનાનીઓ તેમજ રોમનો, જર્મનો તેમજ પ્રશીઅનો, અને એર્યન પ્રજાની બીજી શાખાવાલાઓ અસલી આર્ય ભુમીમાં સાથે વસ્તા હતા. આપણે એ બાબેની તપાસ એ વિદ્વાંનની પાંખડી ઝાલી ચાલુ કર્યે.

**૬૩ પેહેલી સાબેતી—જુદી જુદી પ્રજાઓમાં ખોદાનાં નામો**—હવે ઘણા અસલી જમાનાથી માણસ પોતાના બનાવનારની યાદ આતશ, સુર્ય, જેવા નુરી કેબ્લા મારફતે કરતો હતો તેની એક સાબેતી એ છે કે હાલની ઘણીખરી એર્યન પ્રજાઓની ભાષાઓમાં ખોદા વિષે જે શબ્દો છે તે સઘલા લાર્ડ બીશપ મયુરીનના કેહવા મુજબ આતશ અને સુર્યના એક ખાસ ગુણ "પ્રકાશવું, ચલકવું, રોશની આપવી" તે ઉપરથી છે. "પ્રકાશવું", એનો અસલ એર્યન ધાતુ 𐬛𐬌𐬬=दिव् છે.

એ ધાતુ ઉપરથી સંસ્કૃતમાં ખોદાનો શબ્દ દેવ છે અને બીશપ મ્યુરીન પ્રમાણે યુનાનીઓમાં દીઓસ અથવા ઝીઅસ ( Deos or zeus) લેટીન ( રોમનોની ભાષા ) માં દીઅસ (Deus), જર્મનોમાં તીઅસ (Teus) લીથુનીઅન ભાષામાં દીએવાસ (Diewas), આઇરીશમાં દીઆ (Dia) કીમ્રીકમાં દેઉવ અથવા દુવ (Dew or Duw), "આર્મોરીક" માં દુએ, (Doue), કોર્નીકમાં દય (Deu), મેકસીકનમાં ટીઓટ (Teote) અને એ પ્રમાણે બીજી ભાષાઓમાં છે.

હવે આપણે જાંણીએ છીએ કે એ સઘલી જબાંન બોલનારાઓના અસલ વડવાઓ એકજ જગાએ, આર્ય ભુમીમાં, રહેતા હતા. ત્યાંથી પેહેલે કેલ્ટ લોકો, પછી જર્મનો, પછી સ્કેનદીનેવીઅનો, યુનાનીઓ, રોમનો, એમ છુટા પડતા ગયા અને પશ્ચિમ તરફ જઇ વસ્યા. એઓ ગયા ત્યારે પોતા સાથે "ખોદા" વિષેનો અસલી એર્યન શબ્દ "દૅવ" લેતા ગયા અને પોતાની ભાષામાં જુદે જુદે રૂપે જાળવી રાખ્યો.

એ ઉપરથી ત્યારે શું માલમ પડેછે? એમ નક્કી થાયછે કે ખોદા વિષેનો "દૅવ" શબ્દ ઘણા અસલી જમાનાથી ઉત્પન્ન થયો છે, અસલી જમાનો જ્યારે એ સઘલા તોલાના વડવાઓ સાથે રેહતા હતા. એ ઉપરથી ત્યારે નક્કી થાયછે કે ઘણા અસલી જમાનાનાં માણસોએ ખોદાનું નામ "દૅવ" આતશ અને સુર્યના એક ગુણ (અસલી એર્યન ધાતુ) "દીવ" પ્રકાશવું ઉપરથી પાડયું. એ ઉપરથી ત્યારે

છેલ્લું અગતનું સીદ્ધાંત એ નીકલેછે કે ઘણા અસલી જમાનાથી મા-ણસ જાત પોતાના પેદા કરનારની યાદ, સેતાયશ, નીઆએશ, જબ્બાએ-શ અને સ્મર્ણ સ્તુતી આતશ સુર્ય જેવા પ્રકાશીત કેબલા મારફતે કરતા હતા.

અહીં કોઇ સવાલ કરશે કે જ્યારે ઉપલી સઘલી એર્યન પ્રજા-ઓમાં ખોદા વિષેનો શબ્દ "દિવ" ધાતુ ઉપરથી સંસ્કૃત "દેવ" ને મલતો મળેછે ત્યારે ખુદ ઇરાંની પ્રજા, જે તો ઉપલા ટોલા જુદા પડયા પછી પણ ઘણો વખત સુધી વેદ વાલી પ્રજા સાથે જોડાયલી રેહી, તેની અવસ્તા ભાષામાં ખોદા વિષે શબ્દ એ "દિવ" ધાતુ ઉપરથી કેમ નથી મળતો? એનો જવાબ એછે કે જયારે જરથોશ્તે જોયું કે એ શબ્દ ફક્ત એક ખોદાને લગાડવાને બદલે તેના હાથ નીચેના યજદોનેબી લ-ગાડવા લાગા ત્યારે તે શબ્દ તેણે પોતાની નવી દીનમાંથી દુર કરી તેને ખરાબ અર્થ આપ્યો. તેણે જયારે જોયું કે માણસો ઇશ્વરની પેદાયશ વટીકને ઇશ્વર ઘણી "દેવ" "દેવ" એવું કહેતા હતા ત્યારે તેણે એ શબ્દ પોતાની નવી દીનમાંથી ઇશ્વરને માટે રદ કર્યો અને તેને ઉલટો અર્થ આપ્યો. જરથોશ્તે પોતાના વખતમાં અનેક ઇશ્વર માનતા ઘણી દાખલ થયલી જોઇ, જેને વિષે આપણે આગલ બોલ્યા તેની એજ સા-બેતી છે કે ખોદાના વિચાર ઉપરથી અનેક-દેવમત ઉપર આવી લોકો બીજી શક્તિઓને અને યજદોને પણ દેવ અને ખોદા ગણવા લાગ્યા તેથી જરથોશ્તને ખોદા વિષેનો અસલી શબ્દ "દેવ" પોતાની નવી દીનમાંથી રદ કરવો પડયો. અવસ્તાવાલાઓનું વેદવાલાઓથી છુટા પડવાનું ધર્મ સંબંધી એ એક કારણ છે.

**૬૪. બીજી સાબેતી. ઇરાંની, વેદીક અને રોમન આતશ ધર્મગુરૂ.**—માણસ ઘણા અસલી જમાનાથી આતશના નુરી કેબલાની સેતાયશ કરતુ આવ્યું છે તેની બીજી સહાદત એ છે કે જેમ અવસ્તામાં અને વેદમાં તેમજ રોમનોમાં, ધર્મગુરૂઓના વર્ગોમાં એક ચોકસ વર્ગ છે જેઓને આતશ સંભાલનાર ધર્મગુરૂઓ કહે છે.

હવે અવસ્તાવાલાઓ અને વેદવાલાઓ તો ઘણા પછવાડેથી, સર્વેથી છેલ્લા, એકમેકથી છુટા પડયા પણ રોમનો તો આર્યભુમીથી ઘણા આ-ગમચના છુટા પડેલા છે. તેથી જેમ વેદમાં અને અવસ્તામાં તેમજ

એ લોકોમાં આતશની રખેવાલી કરવા માટે જયારે ધર્મગુરૂઓનો એક ચોકસ વર્ગ છે ત્યારે ખોલ્લું દીસે છે કે આતશની રખેવાલી અને સેતાયશ ઘણા અસલી વખતથી જાએજ હોવી જોઇએ કે જે વખતે તેઓ સઘલા સાથે વસ્તા હતા.

અવસ્તામાં એ ધર્મગુરૂના વર્ગને આથ્રવન (આતર=આતશ અને વન=બચાવવું, સંભાલવું) કહેછે. વેદમાં પણ એઓને અથર્વન કહેછે. એ શબ્દનો અર્થ "આતશની સંભાલ કરનાર" કરી થાયછે. આપણો અથોરનાંન બોલ એજ શબ્દો પરથીછે. રોમનોમાં એઓને "ફ્લેમીન" (Flamine) કહેછે જે શબ્દનો ધાતુ ફ્લેર (flare to breathe) એટલે ફુકવુંછે. એ શબ્દ એઓનું કામ દેખાડેછે કે (આતશને) "ફુંકનારા, સલગાવનારા, જાથુક રોશન રાખનારા". વળી વેદમાં પણ અથર્વનને માટે કહેછે કે તે આતશને ફુકેછે અને (દમથી) ખેંચી કાઢેછે.

**અથોરનાંન અને ફ્લેમીન વચ્ચે સરખામની**—વળી વધારે અજાયબ જેવું એ છે કે રોમનોના એ ફ્લેમીનો વિષે જે ફરમાનો છે તે ફરમાનો અવસ્તામાં આવેલાં ફરમાનોને અને હાલના અથોરનાનોના આતશના સંબંધનાં રેવાજોને મલતાં આવે છે.

પેહેલું વંદીદાદની ૧૭ મી પરગરદ નખ, બાલ વિગેરે નજીસાતને દુર કરવાની બાબદ ઉપરછે, અને તેઓને કાપીને જમીનમાં કેમ દાટવાં તે વિષેનું ફરમાન આપેછે. એ ફરમાનોને મલતુજ ફરમાન એ "ફ્લેમીનો" ને છે કે તેઓએ પોતાના બાલ અને નખ કાપીને એક ઝાડ તલે દાટવાં.

બીજું. વળી અથોરનાનની સંભાલ તલેના આતશની માફક એ ફ્લેમીનોનો આતશ પવિત્ર કામકાજ સિવાય બીજા કોઇ સાધારણ ઉપયોગમાં, જેવોકે રાંધવાના ઉપયોગમાં આવતો ન હતો.

ત્રીજું. તેઓને અથોરનાનની માફક કોઇ નજીસાતને અથવા ગુજરેલાંનાં તનને અથવા ઘોરને અડકવાનો અટકાવ હતો.

ચોથું. વળી એક બાબદમાં તેઓ આપણાં અથોરનાનો કરતાં પણ વધારે આગળ જઇ પોતાનો આતશ સાથે સંબંધ દેખાડતા હતા;

અને તે એકે આપણા અથોરનાનો તો સફેદ પાઘડી પેહેડે. છે. પણ તે ફ્લેમીનોતો માથાપર જે પોષાક પેહેડતા હતા તેને આતશના સોલાના જેવો આકાર આપતા હતા.

પાંચમું. વળી એથી પણ વધારે એ છે કે આપણા અથોરનાનો-ની સ્ત્રીઓ તો પોતાનો પોષાક બેહદીનોની સ્ત્રીઓની માફકજ રાખે છે પણ તે ફ્લેમીનોની સ્ત્રીઓ તો બીજી સ્ત્રીઓનાં કરતાં જુદી ધપનો પોષાક પેહડતી હતી. તેઓ પણ આતશના સોલાની ધપનો પોષાક માથા ઉપર પેહેડતી હતી. એ ઉપરાંત તેઓ મોહડાં ઉપર જે બુરખો નાખતી હતી તેનો રંગ પણ આતશના સોલાનાં જેવો પીલો હતો.

છઠું. તેઓ આતશ સનમુખ જતા હતા ત્યારે એક જાતના ઝાડની દાંખલી હાથમાં ધરતા હતા જે બીશપ મ્યુરીન ધારેછે કે આપણી બરસમને મળતી હોય. હાલમાં મોબેદો યજશને વંદીદાદ અને બાજની ક્રિયામાં ધાતુની બરસમ વાપડે છે, પણ એવું ધારવામાં આવે છે કે આગલ ઝાડની દાંખલીઓની બરસમ કરવામાં આવતી હતી.

**૬૫ ત્રીજી સાબેતી. અસલી પ્રજાઓના આતશ કદેહો.**—આતશની સેતાએશના પુરાતનપણાની ત્રીજી સહાદત આપણને અસલી પ્રજાઓએ સથાપેલાં પુરાનાં આતશનાં મકાનો, જેનું તવારીખ વર્ણન આપે છે, તે ઉપરથી મલેછે. દાખલા તરીકે બીશપ મ્યુરીન પ્રમાણે "યુનાનીઓએ ઓલીમપીઆમાં સ્થાપેલું "પેન"નું મકાન જ્યાં આતશ કદી બુજાવામાં આવતો નહતો; એડીન પેલીએસનાં દેવલમાં એક ચેરાગ સુનેરી વાસણમાં હમેશ રોશન રાખવામાં આવતો હતો; યુનાનીઓનાં "દલોસ" નાં મંદીરમાં એક આતશ હમેશાં રોશન રેહતો, જે આતશનાં માનને ખાતરજ ઝર્કસીસે જ્યારે યુનાનપર હોમલો કીધો ત્યારે "દલોસ" ને સલાંમત રેહવા દીધું."

"રોમનોએ પોતાનું વડું આતશનું મથક આલબાલેંગામાં સ્થાપ્યું હતું જ્યાંથી બીજાં ૩૦ શેહરો પોતાનાં મકાનો માટે આતશ લેઇ જતાં હતાં. રોમમાં પેલાતાઇનની ટેકડીની હેઠે વીસ્તા નામનું આતશનું મોટું મથક હતું" રોમની તવારીખ વાચતાં આપણને માલમ પડે છે કે ન્યુમા, જે રોમન ધર્મ સંબંધી કાયદા કાનુનોનો સ્થાપનાર ગણા-

ય છે, તેણે એ વેસ્તાના આતશ ઉપર દેખરેખ રાખવાને ૪) કન્યા કુમારીઓ મુકરર કરી હતી, જેઓ તવારીખમાં વેસ્ટલ વરજીન્સ (vestal virgins) ને નામે મશહુર છે.

વળી બીશપ મ્યુરીન કહે છે કે "અસલી જર્મનો પોતાના ઇશ્વર થોરની મુર્તીની સનમુખ હમેશાં એક આતશ રોશન રાખતા હતા. સ્લેવ લોકો પોતાના દેવતા "પીરૂન" અને પ્રશીઅનો પોતાના "પીરકુન" ની સનમુખ એક આતશ હમેશ બલતો રાખતા હતા, કે જે આતશને તેઓના ક્રાઇવ નામના ધર્મ ગુરૂ "ઓક" નામનાં લાકડાંથી રોશન રાખતા હતા. લીથુનીઅનો "ઉવીલના"માં "ઝીન્ડસ" નામનો આતશ બલતો રાખતા હતા, જે જો તેના રખેવાલ ધર્મ ગુરૂની ગફ્લતથી બુજાઇ જતો તો તેઓ તેને મારી નાખી સીક્ષા કરતા હતા. "સ્લેવીક" લોકોના "સુઆનટે વીટ" નામના દેવતાની યાદમાં ઉભાં કરેલાં દેવલમાં જયારે પવીત્ર આતશ સનમુખ ધર્મ ગુરૂઓ જતા હતા ત્યારે તેઓ દમ વટીક લેતા નહુતા. એ રેવાજ પારસી ધર્મ ગુરૂઓ પોતાનાં મોહડાંપર પદાંન બાંધેછે તેને મળતો આવેછે, જેની મતલબ એવીછે કે આપણા દમ વટીકથી પવીત્ર આતશ અપવીત્ર થાય નહીં. આર્યલાન્ડમાં કીલદર નામની જગાએ રોમન લોકોનાં વેસ્તાના આતશની માફક એક જથુક આતશ તેઓના બ્રીજીત (એટલે "રોશન" Bright) નામના દેવતાની યાદમાં બલતો હતો. તેની આસપાસ કતેરા ભરી લેવામાં આવતા હતા કે જેની અંદર કોઇ શખ્સથી જવાતું ન હતું. એ કતેરા ભરી લેવાને બદલે આપણા આતશ આદરાંનો અને આતશ બેહરાંમોમાં પાવી કોતરવામાં આવેછે, જેની અંદર બેહેદીનોને જવાની મનાઇછે. એ આતશને મોહડાંથી ફુક મારીને કદી રોશન કરવામાં ન આવતો પણ ધમનથી તેને ઉશકેરવામાં આવતો હતો. આપણે પણ આતશને ફુક મારી કદી રોશન કરતા નથી, પણ પંખાથી રોશન કરીએ છીએ.

એ અસલી અને પુરાની પ્રજાઓ તેમજ પછીની બીજી પ્રજાઓનાં આતશકદેહો ત્રીજી સાબેતી આપેછે કે આતશની સેતાયશ ઘણા જુના વખતથી માણસોમાં દાખેલ હોવી જોઇએ; જુનો વખત કે જયારે એ સઘલી પ્રજાઓ એક ભુમીપર વસતી હતી.

એ ત્રણ બાબદો ઉપરથી ત્યારે આતશની સેતાયશનું પુરાતનપણું સાબેત થાયછે.

**૬૬ આતશનું નુર મોઝેક ધર્મ પુસ્તકમાં**—વળી મોઝીસના ઘણાં પુરાના ધર્મ પુસ્તક ઉપરથી પણ આપણને ઘણાક દાખલા મળેછે જે ઉપરથી આપાગને માલમ પડેછે કે એ પુસ્તકમાં પણ આતશને ઇશ્વરનાં એક નુર તરીકે કબુલ રાખ્યોછે. મોઝીસની (exhodus) એકસોદશ (એટલે શેહેર છોડી જવું) નામની ૨ જી ચોપડીના ૩ જા બાબમાં નીચલું વર્ણન આવેછે. ખોદા, "મોઝીસ" પેગમબરને ઇસ્રાએલ મજા અને રાજ "ફેરો" તરફ એક કાસદ તરીકે મોકલેછે. એ પેગામ કેહેવા ખોદા મોઝીસ સનમુખ એક ઝાડીમાંથી આતશનાં બલતાંનાં રૂપમાં જાહેર થાયછે. મોઝીસની નજરે તે ઝાડી સલગતી નજરે પડી પણ તે બળી ગઇ નહીં. ઝાડીમાંથી ખોદાએ કહયું "કે તારા જોડા કાઢીને અહીં આવ કારણ કે આએ જગા પવીત્રછે."

જયારે મોઝીસના કેહેવાથી ફેરોએ ઇસ્રાએલોને પોતાના દેશ-ઇજીપ્ટમાંથી જવાદીધા ત્યારે મોઝીસની ઉપલી ચોપડીના ૧૩ માં બાબ પ્રમાણે ઇસ્રાએલોને રસ્તો દેખાડવા પણ ખોદા આતશને રૂપે નજરે પડયો.

વળી મોઝીસની દીઅતેરોનોમી (deuteronomy) એટલે બીજો કાયદો નામની પાંચમી ચોપડીના પાંચમાં બાબમાં ૪ થા ફકરામાં કહેછે કે ખોદાએ "આતશ" ની વચમાંથી પહાડ ઉપર મોહડે મોડું (ઇસ્રાએલો સાથે) વાત કરી.

એજ પેગમબરની લેવીટીકસ (leviticus) એટલે "લેવીટ" નામના ધર્મ ગુરૂઓને લગતી) ચોપડીના ૯ મા બાબમાં ૩૪ મા ફકરામાં કહેછે કે "જયારે મોઝીસના કેહેવાથી "એરોને" (Aaron) યગ્નકુંડ (altar) ઉપર ભોગ આપ્યો ત્યારે એક આતશ રોશન થઇ આવ્યો.

એ પ્રમાણે આતશ મારફતે ઇશ્વરનો ખેઆલ બાંધવાના દાખલા હીબ્રુઓનાં "ઓલ્ડ ટેસ્તેમેંટ"માં ઘણા મલેછે. જેમાંના "સોલોમન" નાં લખાણનો સને ક્રાઇસ્તની આગમચ ૧૦૦૦) વર્ષનો અને દનીઅલનો ૬૦૦) વર્ષ આગમચનો ગણાયછે.

**૯૭ હાલના ખ્રીસ્તીઓનાં ધર્મ પુસ્તકમાં અને ક્રિયામાં આતશ**–હીબ્રુઓનાં ઓલ્ડ ટેસ્ટેમેંટ મેલી હાલના ખ્રીસ્તીઓનાં નીઉ ટેસ્ટેમેંટ ઉપર આવતાં આપણને નીચલા ફકરા મલેછે:–

સેંટ જોન પોતાનાં પેહેલાં કાગજમાં કહેછે કે "ખોદા રોશનીછે અને તેમાં અંધકાર નથી.

સેંટ પોલ પોતાનાં પેહેલાં કાગજમાં કહેછે કે તે "(ખોદા) નહીં પોંહચી શકાય તેવી રોશનીમાં રહેછે."

એ પ્રમાણે ઘણીક જગાએ ઇશ્વરને "રોશની" અને આતશમાં હાજર હોય તેમ ચીતાર્યોછે.

બીશપ મ્યુરીન પ્રમાંણે દર વર્ષે પવીત્ર સનીવારને દીને, એટલે તે દીવસ કે જેને ખ્રીસ્તીઓ ક્રાઇસ્તના સજીવન થવા (resurrection) ના દીવસ તરીકે પાલે છે તે દીને, એક નવો આતશ દેવલમાં બરપા કરવાનું એઓ જરૂરનું સમજે છે.[૧] તે નવો આતશ તેઓ ચકમકથી પાડે છે એવી મતલબે કે ક્રાઇસ્ત મરણ પામેલાંમાંથી જાંણે પાછો સજીવન થયો. પછી એ નવા આતશમાંથી ચોકસ ક્રિયા અને ભણતર સાથે તેઓ એક મીનબતી સલગાવે છે, એવી મતલબે કે જાંણે ક્રાઇસ્ત હવે ઉઠયો અને એ મીનબતીમાંથી પછી બીજી મીનબતીઓ અને જાથુકનો ચેરાગ સલગાવે છે. નીર્દોશ મધમાખીઓએ સ્વચ્છ ફુલોમાંથી એકઠા કરેલા ખુશબોદાર રસમાંથી બનાવેલાં મીનને એઓ જાંણે ક્રાઇસ્તનું બદન સમજે છે કે જે પણ, જેમ મધમાખી (virgin) કુમારી ગણાય છે તેમ, કુમારી "મેરી"ને પેતે જનમ્યો હતો.

એ વર્ણન ઉપરથી બીશપ મ્યુરીન પારસીઓનાં આતશકદેહમાં બળતા આતશને ખ્રીસ્તી દેવલના પવીત્રાલય (sanctuary) માં બળતા જાથુકના ચેરાગ (Perpetual Lamp) સાથ સરખાવે છે.

જેમ કેટલાક ખ્રીસ્તીઓ પોતાનાં પવીત્રાલયમાં તેમ હીંદુઓ પોતાનાં પવીત્ર મંદીરમાં હંમેશાં એક ચેરાગ બળતો રાખે છે.

(૧) દસ્તુર કેકાબાદ મુલ્લાંફીરોઝ પોતાની "આદરખોરેહ" નામની કેતાબમાં કદમીઓના રેવાજ પ્રમાંણે દર વર્ષે આતશ આદરાંનોમાં નવો આતશ તાયાર કરવા કહે છે તે ખ્રીસ્તીઓની એ રસમને મલતો આવે છે.

એ પ્રમાણે લગભગ સઘળી અસલી પ્રજાઓ અને ધર્મો આતશને માન આપતા હતા અને હાલમાં પણ બીજા ધર્મો આતશને માન આપે છે. એ વિષે મેડમ બ્લાવટસકી નામની કાબેલ બાનુ નીચલો વિચાર આપે છે.

" There never was a religion but paid reverence to the Sun and Fire as the fittest emblems of Life, hence of the life-giving principle; nay that there is not, even at present, one single creed on our globe (including Christianity) but has preserved this reverence in ritualism, though the emblems with time have been changed and disfigured. "

## ૬૮ આતશની સેતાયશનું વાજબીપણું.

હવે આપણે આપણ જરથોસ્તીઓ આતશની સેતાયશ કરવામાં, આતશને માન આપવામાં કેટલા વાજબી છીયે તે તપાસીયે.

પેહલું. આપણે આગળ સારી રીતે જોયુંકે આતશ, સુર્ય, અને ચંદ્ર જેવા નુરી પદાર્થોએ અસલી માણસ જાતનું ધ્યાંન પેહેલાં ઇશ્વર તરફ ખેચ્યું હતું અને હાલ પણ તેઓ આપણને ઇશ્વરનું ભાંન આપેછે. એ કારણને લીધે આપણી બંદગી આપણને સુર્ય, ચંદ્ર યા આતશ સનમુખ કરવાનું ફરમાનછે. પણ સુર્ય ચંદ્ર તો તેઓના ચોક્કસ વખતેજ દેખાયછે પણ આતશ તો જયારે ઇચ્છીયે ત્યારે હાજર થઇ શકેછે તેથી આતશ એ બાબદમાં આપણને વધારે ઉપયોગી થઇ પડેછે.

બીજું. સઘલી પેદાયશની ઉત્પત્તી આતશ અને પાણીથી છે. આતશ તેનાં આણદીઠ રૂપમાં ગરમી તરીકે સેંકડો રીતે ઉપયોગી થઇ પડેછે. સઘળાં જીવદાર પ્રાણીઓ, પછી જાનવરો કહો કે માણસો કહો, તેઓની હસ્તીનો આધાર આતશ (ગરમી) અને પાણી ઉપરછે. સઘલાં સેંદ્રિય (organic)પદાર્થોને પોતાની હસ્તીને માટે આતશની અગતછે. વળી હાલના સુધરેલા જમાનાની સઘળી જુદી જુદી વિદ્યાઓ એ આતશની સેવા—પછી તે આતશને ગરમી રોશનીનાં નજરે પડતાં રૂપમાં લે-

ઓ યા ગરમી, રોશની, વીજળીનાં અણુદીઠ રૂપમાં લેઓ, સાધારણ ગરમીનાં અણુદીઠ રૂપમાં લેઓ, યા પ્રાણી અને ઝાડ પાનોનાં તનમાં-ની ગરમીનાં અણુદીઠ રૂપમાં લેઓ, જનીનનાં માહેલાં પેટાંમાંથી નીકળતી ગરમી તરીકે લેઓ યા પાણીના પતાલમાં સમાયલી ગરમી તરીકે લેઓ—કોઇબી રૂપમાં એ આતશની સેવા કબુલ રાખેછે. પેહેલાં આકાશ સથા વાત કરતા તમારા ખગોલ વિદ્યા શાસ્ત્રી (astronomer) ને પ્રશ્ન કરો કે બીજા મંદલોની બાબદ મેલી દેઇ ફકત આપણા સુર્ય મંદલમાં આપણો પ્રતાપી આતશ તેનાં જુદાં જુદાં રૂપમાં શું ભાગ લેછે. પછી આકાશ મેલી વાતાવરણ ઉપર આવી તેની સાથે વેહવાર રાખનારા તમારા વાયુચક્ર શાસ્ત્રી (meteorologist) ને સવાલ નાખો કે હુવામાં બનતા સેંકડો બલકે હજારો કુદરતી બનાવોમાં આતશનો કેટલો હાથ છે. હુવામાંથી જમીન ઉપર ઉતરી જમીનની સપાટીનું વર્ણન કરનાર તમારા ભુતળ વિદ્યા શાસ્ત્રી (physical geographer) ને પુછો કે ગગન સાથે વાત કરનારા તેના પાહાડોની તેમજ પટાલે પોંહુચેલા તેના દરીઆઓની હાલની હાલત ઉત્પન્ન કરવામાં એ નુરી આતશનો કેટલો ભાગ છે. જમીનની સપાટી મેલી જમીનનાં માહેલાં ભીતરોની ખબર કાઢનાર તમારા ભુરચના શાસ્ત્રી (geologist) થી વાકેફ થાઓ કે આએ પોહલી અને ઓડુલી જગતમાં, આએ પૃથ્વીમાતાની સપાટીની હાલની હાલત ઉત્પન્ન કરવામાં, આપણા આતશનો શું હાથ છે. આકાશ, વાતાવરણ, જમીન અને જમીનનાં માહેલાં પડો વિષેનું જ્ઞાન ધરાવનારા શાસ્ત્રીઓને સવાલ કરી રહી જમીનની સપાટી ઉપરની બાબદોનો અભ્યાસ કરનારા બીજા શાસ્ત્રીઓને સવાલ કરો. તમારા રસાયણ શાસ્ત્રી (chemist) ને પુછો કે મીશ્રીત પદાર્થોનાં પૃથક્કરણ (Analysis) અને મુળતતવોનાં એકીકરણ (synthesis) માટે તમારા આતશને—સિદ્ધ પદાર્થ વિજ્ઞાનીએ જાહેર કરેલાં તેનાં જુદાં જુદાં રૂપોમાં—તે કેટલો આભારી છે. તમારા પ્રાણી વિદ્યા શાસ્ત્રી (physiologist) થી તેહકીક કરો કે પ્રાણી માત્રને જે અવશ્ય ગરમી તેને માટે તેઓ આતશને—તેનાં ગરમોનાં અણુદીઠ રૂપમાં—કેટલાં ઉપ-

કારી છે. પછી ટુંકમાં તમારા સઘળા કારીગરોને સવાલ કરો કે "આતશને—તેનાં ગરમીનાં નજરે પડતાં રૂપમાં—તેઓ કેટલા આભારી છે. સઘલા કારીગરો એકામતે એકાજતે, પોતાના જુદા જુદા ધંધાઓમાં—જેમાં એક યા બીજી રીતે સીદ્ધ પદાર્થ વિજ્ઞાને જાહેર કરેલાં આતશનાં જુદાં જુદાં રૂપોના નીયમોનો તેઓ ઉપયોગ કરે છે—આતશની એ મદદ કબુલ રાખશે.

વળી આતશ તેનાં નજરે પડતાં રૂપમાં તમોને કેટલો ઉપયોગી છે? તમારી આગગાડીઓ, આગબોટો અને કારખાનાંઓમાં તે તમોને કેટલો ઉપયોગી થઈ પડે છે? તમારા ઘેર સંસારી ઉપયોગોમાં આવતો, તમારા ચુલાઓમાં બળતો આતશ તમારી કેવી સેવા બજાવે છે અને તમારા કેટલા આશિષ મેલવે છે? મેરી હોવીઠ નામની એક કાબેલ બાનું એ બાબદ ઉપર "આતશની મીત્રાચારી" એવાં મથાળાં હેઠલ નીચલું અસરકારક લખાંણ કરે છે.

## FRIENDLINESS OF A FIRE.

A fire's a good companionable friend
A comfortable friend, who meets your face
With welcome glad and makes the poorest shed
As pleasant as a palace. Are you cold ?
He warms you—weary ? he refreshes you—
Hungry ? he doth prepare your food for you—
Are you in darkness ? he gives light to you—
In a strange land ? he wares a face that is
Familiar from your childhood. Are you poor ?
What matters it to him. He knows no difference
Between an emperor and the poorest beggor !
Where is the friend that bears the name of man
Will do as much for you ?

અર્થ—આતશ તમારો એક ખરો ગોથીઓ સોબતીછે. તે તમોને સુખ આપનારો સોબતીછે, જે હમેશાં તમારી સનમુખ હસ્તે ચેહરે આવે છે. અને એક ગરીબમાં ગરીબ માણસની ઝુંપડીને પોતાની હાજરીથી એક મેહેલ જેવી આનંદ કારક કરેછે. તમોને ટાડ વાએછે? અરે ફીકર

નહી તેં તમોને હવણાં ગરમી આપશે. તમોને થાક ચહડીછે? અરે હ-વણાં તમારી થાક ઉતારી મુકશે. તમોને ભુખ લાગીછે? હવણાં તમારે માટે તે ખોરાક પકવશે. તમોને અંધારૂં લાગેછે? હવણાં તમોને તે રોશની આપશે. તમોને પરાયા મુલકમાં અંજાણું લાગેછે? બચપણ-થી જાણીતા થયલા વિચારો તમારી સનમુખ ધરી તમોને સોહોવાઇ જાય તેવું કરશે. તમો ગરીબ છો? તેની શી ફીકર. આતશને મનથી એક ગરીબમાં ગરીબ ફકીર અને તવંગરમાં તવંગર શાહુનશાહ બેઉ એકસરખાછે. માણસ તરીકે કેહેવાતો તમારો કોઇ એવો દોસ્તછે કે જે તમોને એટલો બધો કામ લાગે?

**૬૯ આતશની સેતાયશમાં જરથોશ્તી ધર્મે ઊમેરેલું નવું તત્વ**—એ તપાસ ઉપરથી આપણને માલમ પડેછે કે, આપણો આતશ આપણી સેતાયશને પુરતો લાયકછે. એટલુંજ નહીં પણ આપણા જરથોશ્તી ધર્મમાં આતશની સેતાયશમાં જે એક નવું તત્વ ઉમેરાયુંછે તે ઉપરથી તે આપણાં માનને વધારે લાયક થડેછે. આપણાં આતશ આદરાંનો અને આપણા આતશ બેહરાંમોમાં પરથેલા આપણા આતશો, પોતામાં, જરથોશ્તી ધર્મ પ્રમાણે એક નવું તત્વ સમાવેછે.

આપણાં આતશ કદેહોમાં જે આતશ મેલવામાં આવેછે તે કાંઇ આપણા ચુલાઓમાં યા આપણી સગડીઓમાં બળતો સાધારણ આતશ નથી. વંદીદાદની ૮) મી પરગરદમાં ૧૬ ઠેકાંણેના આતશનાં નામો આ-વેછે, જે આતશોને દાદગાહમાં પરથવા ફરમાવ્યુંછે. ફારસી રેવાયતો-માં એ આતશોનાં નામ થોડાક ફેરફાર સાથ આપ્યાંછે. જે આતશો જુ-દી જુદી જગાના અને જુદા જુદા ધંધાદારીઓનાછે; જેવાકે લુહાર, ભરવાડ, કુંભાર વિગેરે.

હવે એ આતશોને આપણાં આતશ આદરાંનોમાં અને આતશ બેહરાંમોમાં, તેઓની દાદગાહે, તેઓની લાયક જગાએ, પરથતી વ-ખતે, કાંઇ એમના એમ લેઇ જઇ મેલવામાં આવતા નથી. તેઓને ચો-કસ ક્રિયા કરી તૈયાર કરવામાં આવેછે.

તેઓને ત્યાં મેલવા માટે ચોક્કસ ક્રિયા ફરમાવેલીછે કે જે હાલ પણ આતશ બેહરાંમ યા આદરાંન પરથતી વખતે જાલવવામાં આવેછે. તે ક્રિયા એ છે કે તે ચોકસ આતશની ઉપર ઉંચેથી એક એસમ (લાકડાં યા સુખડ) નો કટકો એક આંધરાંવાલી ચમચપર મેલી પકડવો અને તેને ફક્ત પેલા આતશની ઝારથી સલગાવવો. પછી એ આતશની ઝારથી બીજાં લાકડાં યા સુખડના કટકાને સલગાવવો. પછી વળી તેનીથી બીજાને સલગાવવો. એ પ્રમાણે નવ વખત કરવું; અને દરેક વખત આગલા આતશને તેની આગલના આતશની નજદીકમાં સર્દ થવા દેવો. એ પ્રમાણે સઘળા આતશો ઉપર ક્રિયા કરી જુદા આતશો બનાવી તેઓ ઉપર યજશને વિગેરેની ક્રિયા કરવામાં આવેછે. પછી સઘળા એ પ્રમાણે પવિત્ર કરેલા આતશોને એકઠા કરી એક જગાએ પરથવામાં આવેછે.

હવે એ ક્રિયાની ફીલસુફી એછે કે દાદગાહમાં પરથેલો આતશ જે પવિત્રમાં પવિત્ર નુરછે, તે જુદા જુદા આતશોમાંથી મેલવેલું જાંણે અર્ક (essence) છે. એવો ફક્ત અર્કથી ખેંચી કાઢેલો આતશ તેનો સનમુખ આવનાર સેતાયશ કરનારને ખેઆલ આપેછે કે તેણે પણ આવતી દુનીયાંમાં પોતાની લાયક જગા (દાદગાહ) પામવા માટે પોતાના કામો અને કરણીઓને પવિત્રાઇ અને નીતિની ચારણીમાંથી જાણે ગાલીને સ્વચ્છ અને પવિત્ર કરવાં. જયારે આતશ જેવો નુરી પદાર્થ જે પોતે તદન પવિત્ર હોયછે, અને જેને કશી આલુદગી લાગતી નથી અને જે સાંમો બીજા પદાર્થોને પવિત્ર કરેછે, તેને પોતાની દાદગાહ (લાયક જગા) પામવા માટે એટલી બધી ક્રિયામાં દાખેલ થઇ પોતાનો અર્ક (essence) જાહેર કરવો પડેછે, ત્યારે આપણ ખાકી બંદાઓ, જેઓ ગુનાહ કરવાને લાજેમ છીએ, અને જેઓ સેંકડો અને હજારો તનની અને મનની આલુદગીના સંબંધમાં દર કલાકે અને દર પલે આવ્યે છીએ, તેઓને કેટલું બધું અગત્યનું છે, કેટલું બધું અવશ્યનું છે, કેટલું બધું જરૂરનું છે, કેટલું બધું લાજેમ છે કે પેલી જેહાંનમાં આપણી લાયક જગા (દાદગાહ) પામવા માટે, આએ જેહાંનનાં આપણાં કામોને ગાલી કાઢી તદન ચોખાં, સ્વચ્છ, અને પવિત્ર કરવાં ? જયારે આતશ

જેવા નુરી, પવિત્ર અને ઉપયોગી કેબલા વટીકને પોતાની દાદગાહુ પામવા માટે પોતાની ખાલેશી અને પવિત્રાઇનો અર્કુ (essence) ખેંચી કાઢવો પડેછે, ત્યારે આપણુ પાપી બંદાઓને કેટલું બધું લાજેમછે કે આપણે પણ આપણી મનશ્નીની ગવશ્નીની અને કુનશ્નીની (આપણાં વિચાર વાચા અને કરણી) ને નીતિ અને પવિત્રાઇની ચારણીમાંથી ગાળી કાઢવી અને આપણા હુમત, હુખ્ત અને હ્વૅર્શ્ત (ભલા વિચાર વચન અને કામ) ને દુશ્મત, દુઝુખ્ત, દુઝવર્શ્ત (ભુંડા વિચાર, વચન અને કામ) થી છુટાં પાડવાં કે આપણે પણ આપણી દાદગાહુ, આપણી લાયક જગા, આપણું બેહશ્ત પામવાને સામર્થવાન થઇએ?

વળી આપણા આતશ આદરાંનો અને આતશ બેહરાંમોમાં પરથેલો આતશ આપણને એક બીજી રીતે નીતિ અને પ્રમાણીકપણાની જીંદગી ગુજારવાનું ભાન આપેછે. આપણાં આતશ કદેહોમાં પરથેલો એ આતશ જુદા જુદા ધંધાઓમાં વપડાતા આતશોમાંથી તૈયાર કરવામાં આવેછે. રવાયતોના ફરમાંન પ્રમાંણે એ આતશ જુદા જુદા દરજાના માંણસોને ત્યાંથી પણ લાવવામાં આવેછે. દાખલા તરીકે જેમ એક પાદશાહને ત્યાંથી તેમ એક ભરવાડને ત્યાંથી. એવા જુદા જુદા ધંધાદારીઓને ત્યાંના આતશોને, જુદા જુદા ઉપયોગોમાં આવતાં આતશોને અને જુદા જુદા દરજાનાં માણસોને ત્યાંના આતશોને જુદા જુદા મેલી એક સુરાખદાર ચમચ મારફતે તેઓનો અર્કુ ખેંચી કાઢી નવા આતશો ઉત્પન્ન કરવામાં આવેછે, ને પછી તે સઘળાઓને ભેલી નાખી એક સરખી હાલતમાં તેઓને તેઓનાં દાદગાહમાં પરથવામાં આવેછે. તે આતશ એક તવંગર પાદશાહને ત્યાંનો હોય કે એક ગરીબ ભરવાડને ત્યાંનો હોય, એક સોનીને ત્યાંનો હોય કે લુહારને ત્યાંનો હોય, કચરો બાલતો આતશ હોય કે સાધારણ ઘેરમાં બલતો આતશ હોય, કોઇપણ હોય, પણ તે સુરાખદાર ચમચ મારફતે પોતાનો અર્કુ ખેંચી કાઢી સ્વચ્છ થયો એટલે વગર તફાવત તે પોતાની દાદગાહ, પોતાની લાયક જગા પામવાને લાયક થાયછે. એમ સ્વચ્છ થયા પછી એક ગરીબ ભરવાડને ત્યાંનો આતશ પણ

એક તવંગર પાદશાહનાં આતશની માફક, તેની સાથે ભેલાઈ જઈ, એક સરખી રીતે પોતાની નવી લાયક જગા, પોતાની દાદગાહ પામવાને લાયક થાયછે. ગમે તેને ત્યાંનો આતશ કાંય નહીં હોય, અને ગમે તેવા ઉપયોગમાં તે કાંય નહી આવતો હોય, પણ તે એક વખત પોતાનો અર્ક જાહેર પાડી સ્વચ્છ અને પવિત્ર થયો એટલે એક પાદશાહને ત્યાંના આતશની માફકજ એક સરખો દરજ્જો પામવાને શકિતવાન થાયછે. ફકત પવિત્રાઇ અને સ્વચ્છતાજ તેની એક લાયકાતછે.

એ ઉપરથી ત્યારે એવા તૈયાર કરેલા આતશની સનમુખ ઉભો રેહેનાર ધણીએ શું ધડો લેવો જોઇએ ? તેણે વિચારવું જોઈએ, કે પોતાની લાયક જગા પોતાની દાદગાહ, પોતાનું બેહસ્ત પામવા માટે તેણે પણ જે લાયકાત ધરાવવી જોઈએ તે ફકત એકજછે અને તે પવિત્રાઇ અથવા અશોઇછે. તેણે ધ્યાંન ધરવું જોઇએ કે પોતાનું બેહેસ્ત પામવા માટે તેને સારૂ "અશોઈ"જ એક લાયક પરવાંનગી—પત્ર (pass port) છે. આતશ સનમુખ ઉભો રેહેનાર ધણી, એક શાહનશાહી દોલતનો ધણી કાંય નહીં હોય, યા પોતાની સુકકી રોટીપર શુકરાનાં કરનાર એક ગરીબ ફકીર કાંય નહી હોય; પાદશાહી મેહેલમાં રેહેનાર એક જેહાંનશાહ કાંય નહી હોય, યા ગરીબ ઝુપડીમાં રેહેનાર એક દરવીશ કાંય નહી હોય; તે કોઇ પણ હોય, પણ તેને પોતાનું બેહશ્ત પામવા માટે જે લાયકાત ધરાવવી જોઇએ તે અશોઇ "અશોઈ" અને અશોઈજછે, નહી કે ધન દોલત, કે માલ મીલકત, નહીં કે જર જવાહેર કે જર ખજાનો. પાછલું સઘલું આએ બે પળની ફાની દુન્યાં માટે છે. આગલું તે કાયમીનાં મકાંન માટે છે. આતશ સનમુખ ઉભો રેહેનાર ધણી જો કોઇ મુફલેશ હોય તો તેણે તે આતશ ઉપરથી સબુરી લેવી જોઇએ. તેણે જોવું કે હલકા હુનરમાંથી અને હલકા દરજ્જાનાં માણસને ત્યાંથી લાવવામાં આવેલો આતશ પણ પોતાનો અર્ક ખેંચી કાઢી જાહેર પાડેલી સ્વચ્છતાને લીધે, એક પાદશાહને ત્યાંથી લાવેલા આતશનાં જેટલોજ બુલંદ દરજ્જો પામી શકયોછે. તેજ પ્રમાણે ફીકર નહી જો તે ગરીબ હોયતો, કંઇ ચિંતા નહી અગર જો તે મુફલેશ હોય તો, કાંઇ મુજાહેકો નહી જો

તે મોહુટાજ હોયતો, કંઇ ધાસ્તી નહીં જો તે ફકીર હોયતો, શું થયું જો તે હાજેતમંદ હોયતો; તેણે જે તપાસવાનું છે તે ફકત એજછેકે પોતાની જીંદગીને સ્વચ્છ અને પવિત્ર રાખવી કે તેથી તે આખેર એક પાદશાહના જેવીજ શ્રેષ્ટ હાલતે ચહડશે અને પોતાનું હમેશનું સુખ, પોતાનું બેહેસ્ત પામવાને શકિતવાંન થાશે. બીજા હાથ ઉપર જો આતશ સનમુખ ઉભો રેહેનાર ધણી જો પાદશાહ યા તવંગર હોય તો તેણે આતશ સનમુખ ઉભો રહી પોતાની તકોબરી અને તુંદાઇ છોડી દેવી જોઇએ. તેણે જોવું જોઇએકે જેમ એક ભરવાડને ત્યાંના આતશને તેમજ એક પાદશાહને ત્યાંના આતશને પોતાની દાદગાહ પામવા માટે એક સરખી રીતે પોતાની સ્વચ્છતાનો અર્ક જાહેર કરવો પડયોછે. એ ઉપરથી તેણે ધડો લેવો જોઇએ કે તેની ધન દોલત, જર ખજાનો વિગેરે કાંઇ તેને કામ આવવાનું નથી, સિવાય કે તેની અશોઇ, તેની સ્વચ્છતા તેની પવીત્રાઇ.

એક માણસને એવા નીર્મળ, સ્વચ્છ અને નીતિના વિચારો આપવા માટે "આતશ" કરતાં બીજો વધારે લાયક પદાર્થ કયો હોય? સાધારણ આતશ કરતાં આદરાંનો અને આતશબેહેરાંમના આતશોને વધારે માન એ કારણોને લીધે આપણે આપીયે છીએ.

વિદ્વાંન મેકસમ્યુલરે સુચવેલું કારણ આપણે આગલ તપાસ્યું પણ શું ફકત આએ ઉપર વર્ણન કરેલું એકજ કારણ આપણને દેખાડવાને પુરતું નથી કે આતશ કરતાં સરસ બીજો કોઇબી પદાર્થ યા બીજી કોઇ પણ શ્રેષ્ટ પેદાયશ નથી કે જે આપણને એકી વખતે એક તો તે ઇશ્વરનો ખ્યાલ આપે અને બીજું તો આએ દુનીયાનાં આપણાં કામોને પવિત્રાઇ અને નીતિના માર્ગપર ચલાવવાનું ભાંન આપે?

ઉપલી તપાસ ઉપરથી ત્યારે તાતપર્ય એ નીકલેછે કે એક જરથોશ્તીને આતશ સનમુખ ઉભું રેહતાં, ઇશ્વર વિષેના અને નીતિના વિચારો ઉપજેછે.

૧) લું તો આપણે આગલ જોયું તેમ તેને એ રોશન બલતાં નુર ઉપરથી પેલી અણદીઠ, અદભુત, નજરથી અને વિચારથી પાંમી ન શકાય તેવી ઇશ્વરી શકિતનો બીજા શબ્દોમાં ખુદ ખોદાનો ખ્યાલ આવેછે.

૨) જુ તો આપણો આતશઆદરાંનો અને આતશ બેહરૂાંમોમાં પરથેલો આતશ આપણને ભાન આપેછે કે તે પવિત્ર આતશની માફક આપણને પણ લાજમછે કે આપણાં સઘળાં કામોને તદન ખાલેશમાં ખાલેશ, નિર્મલમાં નીર્મલ અને સ્વચ્છમાં સ્વચ્છ રાખવાં.

વળી તે આતશ સનમુખ સેતાયશ કરનાર થોડો વખત ત્યાં ઉભો રહી તે આતશમાં થતા ફેરફારો ઉપરથી બીજો શું ખ્યાલ બાંધે છે? તે જોયછે કે આવો ખાલેશ, આવો પવિત્ર, અને આવો નુરી પદાર્થ જે તે કીરતારની પેદાયશોમાં કીમતીમાં કીમતીછે, જે માણસ જાતપર કરેલી તેની બક્ષેશોમાંની, અઝીમમાં અઝીમ બક્ષેશછે, તે પણ એક હાલતમાં કાયમ રેહતો નથી. તે હમેશાં રોશન તો રહેછે પણ તે એકનો એકજ ભાગ નથી. સઘળી ચીજોની માફક તે નાપાયદારછે. તેનો એક ભાગ બળીને તદન ભસ્મ થઇ જાયછે અને બીજો રોશન થાયછે. એ વિચાર ઉપરથી એક જરથોશ્તી—પછી તે શાહનશાહી દોલતનો ધણી કાંય નહી હોય તે—ખ્યાલ બાંધેછે કે "મારે પણ આખેરશ અહીંથી જવું-છે." તે હમેશાં ફેરફાર થતા આતશ ઉપરથી વિચાર બાંધેછે કે "સઘળી ચીજોનો છેડો આવેછે તેમ મારો પણ આવવાનો, માટે મને લાજેમછે કે જેટલો ટુંક વખત હું અહીં રેહું તેટલો વખત હું આએ બળતા આ-તશની માફક રોશની અને ખુશબો પાથરૂં યાને નેકીનો ચલકાત અને ખુબીનો સુગંધ આસપાસ ફેલાઉં."

વળી રોશન આતશ, જે બળીને તદન રાખ થઇ જાયછે તેની રાખ (રખીઆ) પોતાને કપાલે ચોંટાડતાં તેને એ વિચારો ખચ્ચીત આવવા જોઇએ. એક તો એ રખીઆ પોતાને કપાલે ચોંટાડી, પોતાને દીદારે લગાડી તે નુરી આતશ તરફ પોતાનું માન જાહેર કરેછે કે "ઇશ્વર વિષે, નીતિની જીંદગી વિષે અને આએ દુનીયાની નાપાયદારી વિષેનો ખ્યાલ આપનાર આવા એક નુરી, પવિત્ર અને રોશન પદાર્થની રાખ મારે માથે ચડાવી, મારી આંખે લગાડી." બીજું તો તે રખીઆ લેઇ ખ્યાલ બાંધેછે કે મારે પણ આખેરે મીતિ સાથે મીતિ (dust to dust) મળી જવુંછે, જેમકે આએ નુરી આતશ પણ બળીને આખેરે રાખ થઇ ગયો.

**૭૦ મુર્તિ પુજક યા આતશ પુજકના આળ સામે થોડાક વિદ્વાંનોનાં મત**—આતશ સનમુખ ઉભા રેહુતા જરથોશ્તી-ને ઇશ્વરી અને નીતિના વિચારો આવેછે ત્યારે એવા પદાર્થની સ્તુતી અને સેતાયશ, નેમાજ અને નોઆએશ, વખાણ અને ઝીબાએશ કરવામાં આપણ કેટલા વાજબી છીએ ? વળી આપણને તે જે એક હજાર ને એક જુદા જુદા ઉપયોગોમાં કામ આવેછે–જે વિષેનો વિચાર આપણે આગલ કર્યો–તે ઉપરથી તે આપણા માનને કેટલો લાયક થડેછે ? ઇશ્વર-નો અને તેની કરાંમતનો ખ્યાલ બાંધવા માટે બીજો કયો વધારે લાયક પદાર્થ આપણ ધારી શકચે ?

બીજી અસલી પ્રજાઓ સાથ સરખાવતાં આતશની સેતાયશ કર-વામાં આપણ કેટલા વાજબી છીએતે બાબદમાં બીશપ મ્યુરીન કહેછેકેઃ-

Let me say that history and reason prove that the old Aryan religion which borrowed its ideas, forms and expressions relating to the divinity from Light and Fire is far superior to the Semitic, and Chamite natural religions; to that of the Chaldians, and Assyrians who took their ideas and names from the starry firmament; to that of the Egyptians who took them from the animal world; to that of the Phyrgians who borrowed them from the vegetable world; and to that of the negroes who even stoop down to inanimate fetishes, to adore in them the presence of not the Supreme God, but some spirit

બીશપ મ્યુરીનેતો આતશની સેતાયશ વખાણીછે તે ફ્કત એટલા ઉપરથી કે મેકસમ્યુલરના કેહેવા મુજબ સઘળા એર્યનોએ એ ઉપરથી ઈશ્વરનો ખ્યાલ બાંધ્યો હતો. પણ ત્યાર પછી છુટા પડેલા જરથોશ્તી એર્યનોએ વંદીદાદ પ્રમાણે એની સેતાયશમાં પવિત્રપણાનું અને ખા-લેસીનું જે નવું તત્વ ઉમેર્યુંછે–જે આપણે તેને દાદગાહે પરથતી વખતની ક્રિયાની બાબદમાં તપાસ્યું–તે ઉપરથી આપણી સેતાયશને તે કેટલો વધારે લાયક ઠડેછે ?

વળી મેકસમ્યુલર પ્રમાણે જ્યારે તે અસલી એર્યનોતો તેને ફ્કત મોટા કુદરતી બનાવોના સંબંધમાં જોઇને વખાણતા હતા ત્યારે આપ-ણે હાલની ૧૯ મી સદીમાં તેના સેંકડો અને હજારો ઉપયોગો જોઇ

તેને કેટલો બધો સ્તુતીપાત્ર ગણવો જોઇએ? એ તપાસ ઉપરથી માલમ પડેછે કે આપણ આતશ જેવા નુરી કેઅલાને જે માન આપ્યે છીએ તે તદન વાજબીછે અને તેથી જો આપણને એને લીધે મુર્તિપુજકનું આળ લગાડવામાં આવેતો તે તદન ગેરવાજબી છે. બીશપ મ્યુરીન એ વિષે નીચલો ઇનકાર કરેછે.

I am therefore very far from supposing that the pure fire-worship is idolatory. Whoever accuses the Parsees of that most heinous of crimes, and is not able to prove, that they believe fire or sun to be God himself, is certainly guilty of the most detestable sin of calumny.

એ ફકરામાં બીશપ મ્યુરીન ખોહલું કહે છે જેઓ પારસીઓને મુર્તિપુજકનો આળ લગાડેછે પણ દેખાડવાને શકિતવાંન નથી કે તેઓ આતશને ખોદા તરીકે પુજેછે તેઓ પારસીઓની નિંદા કરવાના ગુનાહમાં આવેછે.

જાણીતો તવારીખ નવેશ ગીબન પોતાની તવારીખના ૮ મા બાબમાં કહેછે કે.

The elements and more particularly Fire, Light and the Sun whom they called Mithra were the objects of their religious reverence because they considered them as the purest symbols, the noblest productions and the most powerful objects of the Divine Power and Nature.

શાએર ફીરદોશી પણ પોતાનાં જગ પ્રસિધ્ધ શાહનામામાં એ આળનો ઇનકાર કરેછે. શાએર ફીરદોશીના શબ્દો નીચે પ્રમાણેછે.

મગુઇ કે આતશ-પરસ્તાં બુદન્દ
પરસ્તન્દેગાંને પાક યઝદાં બુદન્દ

અર્થ—એમ ના બોલોકે તેઓ આતશ પરસ્ત હતા,
તેઓ ફકત પાક યજદાંનની પરસ્તેશ કરનારાહતા,

**૭૧ સારાંશ**—"આતશની સેતાયશ"ની એ બાબદનો સારાંશ એ છે કે, આતશની સેતાયશ આપણામાં ઘણા અસલના જમાનાથી

ઉતરી આવીછે. માણસ પોતાની પેદાયશ પછી તુરતના જમાનામાં આતશ જેવા નુરી કેબલા મારફતે તે યઝદાંને યાદ કરતો હતો. એ સેતાયશ ઘણા અસલના જમાનાથી એર્યન પ્રજાઓમાં ચાલુ હતી તેની સાબેતી ૧) જુદી જુદી પ્રજાઓમાં મલતા ઇશ્વરનાં નામો ઉપરથી ૨) જુદી જુદી પ્રજાઓના આતશ–ધર્મગુરૂના મલતા વર્ગ ઉપરથી અને ૩) જુદી જુદી અસલી પ્રજાઓનાં આતશ કદેહો ઉપરથી મલેછે. ઓલ્ડ તેસ્ટેમેન્ટનાં હીબ્રુઓનાં પુરાંનાં ધર્મ પુસ્તક ઉપરથી પણ આતશની સેતાયશનું પુરાતનપણું માલમ પડેછે. ખ્રીસ્તીઓના હાલના ન્યુટેસ્તેમેંટનાં ધર્મ પુસ્તકમાંના દાખલાપરથી પણ માલમ પડેછે કે તેના લખનારે પણ આતશને મોટું વજન આપ્યુંછે. આપણે જોયું કે આતશને માન આપવામાં આપણે ઘણાક કારણોને લીધે વાજબી છીએ. એકનો એ નુરી કેબલો આપણને ખોદાનું ભાન આપેછે. સઘળી પેદાયશની ઉત્પન્તી તેનાથી છે. તે આપણા સેંકડો અને હજારો ઉપયોગોમાં આવેછે. વળી આપણે જોયું કે આપણા જરથોસ્તી ધર્મમાં આતશની સેતાયશમાં એક નવું તત્વ ઉમેરાયુંછે. તે તેને આદરાંનો અને આતશબેહરાંમોમાં પરથતી વખતની ક્રિયામાંબનેછે. પછી આપણે એક જરથોશ્તીને આતશ સનમુખ ઉભા રહેતાં આએ દુનીયાની નાપાયેદારી વિષે શું વિચાર ઉપજેછે તે તપાસ્યું. વળી આપણે કપાલે રખીઆ ચોંહોંટાડતાં આપણને શું ખ્યાલ આવે તે તપાસ્યું, અને સેવટે એ સઘળાં ઉપરથી આતશ આપણાં માંનને કેટલો લાયકછે તે જોયું, અને તપાસ્યું કે આપણને મુર્તિ યા આતશપુજકનું આળ લગાડવામાં આવેતો તે ખોટુંછે અને તેમ બીશપ મ્યુરીન, ગીબન, અને ફીરદોશી જેવા કાબેલ નરોથી ખોટું પાડવામાં આવ્યુંછે.



# બાબ ૪ થો.

## અવસ્તા પ્રમાણે આતશનું વર્ણન વિગેરે.

**૭૨ આતશ અહુરમજદનો પુત્ર**—અવસ્તામાં જાબજા આતશને હોરમજદનો પુત્ર કહયોછે. એ પુથ્ર (پوثره) શબ્દનો ધાતુ (پو = पु = પવિત્ર કરવું અને ثره કર્તાનો ગુણ દેખાડનાર પ્રત્યય) પ્રમાણે અર્થ "પવિત્ર કરનાર" થાયછે. અસલી એર્યન વિચાર પ્રમાણે જે માણસને ત્યાં છોકરો હોયછે તે મરણ પછી જાણે તે છોકરાને લીધે પવિત્ર થાયછે (જે વિચારને લીધે દતક કરવાનો રીવાજ કેટલીક એર્યન પ્રજાએમાં ચાલુ હતો અને છે) તે ઉપરથી એ શબ્દનો અર્થ "છોકરો" કરવામાં આવ્યો.

પેલા કાબેલ એરવદ મો. કાંગા એ શબ્દનો અર્થ ધાતુ પ્રમાણેજ રેહેવા દેછે અને "અહુરહે મજદાઓ પુથ્ર"નો અર્થ "હોરમજદ તરફથી પવિત્ર કરનાર" કરેછે. દસ્તુર જામાસ્પજી કહેછે કે એ હોરમજદની ઘણી કીમતી પેદાયશ હોવાને લીધે વાહાલને ખાતર એને પુત્ર કહયોછે.

ત્યારે સવાલ ઉઠેછે કે આતશને પુત્ર શું કરવા કહયો ? તેને છોકરો કેહેવાની મતલબથી કે તેનાં ધાતુ પ્રમાણે તે પોતાની રોશની અને ગરમીથી નજીસાત દુર કરવાનો ગુણ ધરાવેછે તેથી ?

"પવિત્ર કરનાર" એવો અર્થ દેખાડવા સારૂ એ વપરાચો હોય એ બની શકે એવુંછે. પણ એમ નહી કાંય હોય કે એને અવસ્તામાં "અહુરમજદનો પુત્ર," એમ જાબજા કહેવાની કંઇ મતલબ હોય, વેદમાં કોઇ જગાએ એને "ઇશ્વર"નો પુત્ર નથી કહયો. ત્યારે અવસ્તામાં એને ભાર મેલીને ઘડી ઘડી પુત્ર કેહેવાની કંઇ મતલબ હોવી જોઇયે.

હું એ મતલબ એમ ધારૂંછું કે "હોરમજદનો પેદા કરેલો" એવો અર્થ દરસાવા માટે એ શબ્દ વાપર્યો હોય. જરથોશતની આગમચ માણસોના વિચાર આપણે આગલ જોયું તેમ અનેક–દેવ–મત ઉપર ઘસડાવા માંડયાથી તેઓએ આતશને, ઇશ્વરની પેદાયશમાંની, તેની

ખરી જગાએથી ખસેડી અણઘટતી જગા દીધી હોય, જેમ દાખલા તરીકે વેદમાં દીસેછે કે જયાં અગ્નિનાં વર્ણન ઉપરથી અનેક—દેવ—મતનો વિચાર આવેછે. એ ઉપરથી ત્યારે અવસ્તાના લખનારે જોયું હોય કે માણસને આતશ વિષેનું ખરૂં ભાન આપવા માટે તેને અહુરમજદનો "પુત્ર" લખવો કે જેથી તેઓ સમજે કે એ ફકત એક હોરમજદની બીજી પેદાયશોની માફક પેદાયશ છે, જો કે તે ઘણી શ્રેષ્ઠછે. એ કારણને લીધે આતશને વારે ઘડીએ "અહુરહે મજદાઓ પુથ્ર" અથવા અમથો "અહુરહે મંજદાઓ" લખવાની અગત માલમ પડી હોય.

એજ પ્રમાણે "સુર્ય" પણ ફકત તે કિર્તારની એક પેદાયશછે એવું આપણને ભાન આપવા માટે તેને યજશનેમાં "અહુરમદજની આંખ" કહ્યોછે. એજ કારણને લીધે અર્દ્વિસુરને તેની બેટી કહીછે. વળી એક જગાએ સુર્યને હોરમજદનું શરીર પણ ગણ્યોછે.

**૭૩ આતશને માટે ભેટ**—આપણે "સ્પેનીશ્ત" આતશની તપાસમાં જોયું કે એ આતશને "ખોરાક" જોઇએછે જે ખોરાક તે તેને અગતનું બળતણછે. એ બળતણ તે આતશને માટેની ભેટછે. એ ભેટ તરીકે આતશની નીઆયેશમાં ૪) ચીજ જણાવેલોછે. ૧) "અએસ્મ" એટલે લાકડાં ૨) બઓઇધિ (બોએ) એટલે લોબાંન ૩) પિથ્વ એટલે (ધાતુ પ્રમાણે પોષણ) ચરબી અને ૪) ઉપસએન એટલે (પેહેલની શરેહ પ્રમાણે કાઠી) એક જાતનું બીજું કોઇ બળતણ.

એમાંની પેહેલી બે ચીજોનાં નામ યજશનેમાં ક્રિયાની બીજી ચીજો સાથે ઘડી ઘડી યાદ કરવામાં આવેછે. ત્રીજી ચીજને બદલે વેદમાં અગ્નિને માટે "માખણ અથવા ઘી" દીસેછે. એજ કારણને લીધે અગ્નિને "માખણથી પળાયલો" "માખણનો બનેલો" "માખણના બાલ વાળો" વિગેરે કહેલો દીસેછે. વેદના ત્રીજા "અશતક" ૨૬ મા સુતકના ૭ મા ફકરામાં ખુદ અગ્નિ પોતે કહેછે કે "માખણ મારી આંખછે," મતલબ કે માખણ ઘી જેવાં બળતણથી તે રોશન અને બળતો રહી પ્રકાશ આપેછે.

વળી એ ત્રીજી ચીજ ચરબી, બાલવાનું ફરમાંન ઓલ્ડ તેસ્ટે-

મેંટમાં પણછે. લેવીસ્ટીકસ નામની મોઝીસની ચોપડીના ૬ ઠી બાબ-માં કહેછે કે એક માણસે પોતાના ગુનાહના પસ્તાવામાં એક તદન દાવ વગરનો મેંઢો યજ્ઞકુંડ ઉપરના આતશને ભોગ આપવો. ધર્મગુરૂએ તે મેંઢો આતશને અર્પણ કરવો અને પેલા મેંઢો ચઢાવનાર તકસીર-વાર તરફથી ખોદા પાસે તેના ગુનાહની દરગુજર ચાહવી. અહીં એ મેંઢાની ચરબી આતશ ઉપર બાળવા કહેછે. તેની સાથે લાકડાં(એસમ) પણ બાળવા કહેછે. એ ફકરો નીચે પ્રમાણેછે.

ફકરો ૧૨) મા "And the fire upon the altar shall be burning in it; it shall not be put out; and the priest shall burn wood on it every morning and lay the burnt offering in order upon it and he shall burn thereon the fat of the peace offering."

એ ભોગ આપવા "આતશ" આગળ જવા આગમચ પોતાનો પોષાક બદલવાની એની આગળના ફકરામાં તાકીદ કરીછે. આપણામાં પણ બોએ દેવા આગમચ જામો પીછોડી પેહેરવામાં આવેછે. એ ફકરો નીચે પ્રમાણે છે.

And the priest shall put on his linen garment, and his linen breaches shall be put upon his flesh and take up the ashes which the fire hath consumed with the burnt offering on the altar and he shall put them beside the altar. And he shall put off his garments and put on other garments, &c.

એ ભોગ આપેલા મેંઢાનો થોડો ભાગ એમ આતશના ઉપયોગમાં લાવી બાકી તે ક્રિયા કરનારે ખાવો એમ એ ચોપડીમાં કહેછે અને એ ચરબી બાળવાની મકસદ વિષે કહેછે કે તેથી સારી ખુશબો નીકળે. એ શબ્દો નીચે પ્રમાણે છે.

And shall burn it upon the altar for a sweet savour even the memorial of it unto the Lord.

હવે આતશની નીઆયેશમાં કહેછેકે એ બળતણ, એ ભેટ આતશ તેની સનમુખ આવનાર પાસેથી ઇચ્છેછે. એ નીઆયેશમાં કહે છેકે "આતશ જે તેની સનમુખ આવેછે તેના હાથ તરફ નેગાહ કરેછે કે તે શું ભેટ લાવ્યો." વળી એજ નીઆયશમાં આતશની એવી "સારી ભેટને, તંદરોસ્તી આપનારી ભેટને અને દોસ્તી ભરેલી ભેટને" વખાણીછે.

વળી આતશની નીઆયેશમાં, વંદીદાદમાં અને અવસ્તાના બીજા ભાગોમાં તેમજ પેહલવી કીતાબો અને ફારસી રેવાયતોમાં તાકીદનાં ફરમાનો કર્યાંછે કે આતશ ઉપર મેલવામાં આવતું બળતણ સ્વચ્છ જોઇએ.

આતશની નીઆયેશ પ્રમાણે એ કારણને લીધે જે શખ્સ આતશની ઉપર સુકકું, રોશનીમાં તપાસેલું અને સાફ કરેલું બળતણ બાળેછે, તેને આતશ દુવા કરેછે કે "તારે ત્યાં ગાય ઢોર (જે અસલી વખતમાં પૈસા તરીકે ગણાતાં હતાં તે ) અને માણસોની વૃદ્ધિ થજો; તારૂં મન અને દીલ ચાલાક થજો અને જેટલી રાત (એટલે જેટલો વખત) તું જીવે તેટલી રાત ખુશી ભરેલાં દીલ અને જીવ સાથે જીવજો."

વંદીદાદની ૧૮ મી પરગદરમાં યજશનેનો આતશની નીઆયેશવાળો એજ ફકરો ઉતારી લેઇ એ બાબદને વધારે અગત્યતા આપીછે.

આતશની નીઆયેશ અને વંદીદાદની ૧૮ મી પરગરદ પ્રમાણેનાં ઉપલા ફરમાનમાં જે સુકકું બળતણ બાળવા કહયુંછે તેને મળતું લખાણ પેહલવી વીરાફનામાના ૧૦) મા બાબમાં આવેલુંછે. એ બાબ પ્રમાણે જયારે વીરાફ ગરોથમાનમાં ગયો હતો ત્યારે તેની સનમુખ આદર (આતશપરનો મવકકલ ફરેસ્તો) આવ્યો અને વીરાફને સલાંમ કરી તાણો માર્યોકે "અએ અરદાવીરાફ તું મને લીલાં લાકડાંનો ઠીક પોંહોચાડનારછે." વીરાફે જવાબ આપ્યો કે "હુંતો સાત વરસનાં જુનાં લાકડાં બાળતો હતો" તે ઉપરથી આદરે તેને લઇ જઈને એક બલુ પાણીની ટાંકી દેખાડી કહયું કે "તું લીલાં લાકડાં મારી ઉપર મેલતો હતો તેનાં નીકળેલાં પાણીની આએ ટાંકી."

દીનકર્દમાં આસમોગના ૧૦ મા સવાલના જવાબમાં પણ આતશ ઉપર લીલી કાઠી બાળવાની મનાઇ કરીછે અને એ કામને આતશને બુજાવાનું અને તને જેહેમત આપવાનું ગણ્યુંછે.

ઓલ્ડ તેસ્ટેમેન્ટના એકસોદસના ૩૭) મા બાબના ૨૯ મા ફકરામાં પણ યજ્ઞકુંડ (altar) ઉપર ભોગ આપતી વખતે ખુશબોદાર બળતણ બાળવાની તાકીદ કરી છે.

હાલમાં કેથલીક દેવલોમાં ચોકસ ક્રિયાઓમાં હમેશાં મીણબતી

બાળેછે. એઓને ફરમાન "ઓલીવ" નાં સોજાં તેલનુંછે. મીંગબતીને એઓ સોજું બળતણ ગણેછે કારણ કે મીણ, નીર્દોશ મધમાખીઓએ સુગંધી ફુલોના રસમાંથી બનાવ્યુંછે. હું ભુલતો નહી હોઉં તો એઓને હાલમાં પણ યજ્ઞકુંડ આગળ "કેરોસીન તેલ" બાળવાની મનાઇછે.

અસલી રોમનોમાં આતશને સ્વચ્છ અને સાફ બળતણથી રોશન રાખવામાં આવતો હતો, એટલુંજ નહી પણ તે આતશની સેવામાં કું-વારીકાઓ રાખવામાં આવતી હતી, એવા વિચારથી કે પવિત્ર આતશની સેવા પણ પવિત્ત સ્ત્રીઓ કરે.

આપણે જોયું કે વેદમાં અગ્નિને "માખણ અને ઘીનો બનાવેલો" વિગેરે કહયો છે. હાલમાં પણ હિંદુઓની કેટલીક ક્રિયાઓમાં આતશ ઉપર ઘણાં સોજાં બલતણ તરીકે ઘી બાળવામાં આવે છે, અને તે પણ ઘણું સોજું અને નિર્મળ ઘી. એ લોકોની હવનની ક્રિયામાં. એવાં ઘીનો મોહટો જથ્થો બાલવામાં આવેછે.

ચીનાઓ વિષે પણ કહેછે કે તેઓ પણ આતશની સારી જાલવણી કરી તેપર સોજી ખુશબો બાલેછે.

સ્વચ્છ બળતણ બાલવા વિષે બીશપ મયુરીન રોમન ફલેમીનોનો ઇસારો કરી નીચલા શબ્દો કહેછે.

A pure and undefiled flame is certainly the most sublime na tural representation of Him who is in Himself, Eternal Light; and whose priests as His representati ves on earth ought to be in themselves as it were living and walking pure flames of a heavenly fire. If Fire-priests like the Flamines, Brahamans and Atarvakhshis, they ought to maintain the Sacred Flame, the Symbol of God's presence, only with the purest possible fuel as its nourishment.

વળી આતશની નીઆયેશમાં એ બળતણ ક્રિયા સાથે મેળવાનો ઇસારોછે. ત્યાં લખેછે કે "જે (માણસ) એસમના હાથ સાથે (એટલે હાથમાં એસમ લેઇને), બરસમના હાથ સાથે, જીવાંમના હાથ સાથે, હાવનીમના હાથ સાથે, તારી હમેશાં આરાધના કરે તે માણસને મોહોટાઇ પોહોંચજો."

ઓલ્ડ તેસ્ટેમેંટમાં પણ જ્યાં યજ્ઞકુંડ આગલ જઇ આતશ આગલ ભેટ (offering) આપવા કહેછે ત્યાં ચોકસ ક્રિયા ફરમાવેછે.

**૭૪ એ બળતણ રાતનાં જુદે જુદે વખતે કોણ કોણે મેળવું ?**—વંદીદાદની ૧૮ મી પરગરદમાં લખેછે કે (ફ.૧૮–૨૨) રાતના પેહેલા ભાગમાં આતશ ઘેર ધણીને સવાલ કરેછે કે "હાથ ધોઇ તું મારી ઉપર કાઠી મેલ." રાતના બીજા ભાગમાં એજ સવાલ ખેડુતને કરેછે અને ત્રીજા ભાગમાં સરોશને કરેછે.

હવે ઘેર ધણીને સવાલ કરેછે તે સમજ પડેછે. વળી ત્રીજા ભાગમાં એટલે પાછલી રાતના સરોશને સવાલ કરેછે તે પણ સમજ પડેછે કે સરોશ માણસોને બીદાર કરવાં કે તેઓ આતશ રોશન કરે. પણ વચલા ભાગમાં એટલે મધરાતે ખેડુતને શું કારણ સવાલ કરેછે તેનો ભેદ સમજ પડતો નથી.

**૭૫ આતશને આપવામાં આવતી ભેટની રૂડી મતલબ**—અહીં આપણે એ ભેટની રૂડી મતલબ જરા તપાસીએ. આતશ જે સારી તંદોરેસ્તી આપનારી વિગેરે ભેટ (બળતણ, ખુશબો) ઇચ્છેછે તે કાંઇ પોતાનાજ ફાયદા માટે નથી. આપણ જાણ્યે છીએ કે (ભીનાશ સિવાય) કોઇ ખરાબ બળતણથી આતશને પોતાને કાંઇ નુકશાન થતું નથી, યા તે બુજાઇ જતો નથી. તેની ઉપર આપણે ખરાબ લાકડું બાળીશું યા મુવેલો નસો બાળીશું તો તે પણ બળશે અને તેથી પણ તે રોશન રેહેશે; તેને તો કાંઇ અડચણ થનાર નથી, તેનો જેમ સુગંધી તેમજ દુર્ગંધી, તંદરેસ્તી આપનારી તેમજ દેહ બીગાડનારી ખુશબોદર તેમજ બદબોદાર કોઇબી ચીજને બાળીનાખી પોતે રોશન રેહેશે.

એ પ્રમાણે આતશ ઉપર સુગંધી વસ્તુ બાળ્યાથી આખરે આપણ માણસોનેજ ફાયદોછે એવો તંદરેસ્તીના કાયદા પ્રમાણેનો વિચાર (sanitary view) વંદીદાદનો લખનાર લેછે. વંદીદાદની ૮ મી પરગરદ જે આતશની બાબદ ઉપરછે, ત્યાં ૭૯ અને ૮૦ મા ફકરામાં કહેછે કે "જો કોઇ શખ્સ "ઉર્વાસન" "વોહુગઓન" "વોહુ કેરેતિ" "હધ્યાનએપત" જેવાં ખુશબોદાર બળતણને આતશ ઉપર બાળેછે, તો જે તરફ પવન મારફતે તે બળતણથી ખુશબો પથરાઇ જાયછે તે તરફ

આતશ અંધારાંની સુરતના અણદીઠ દેવોને મારેછે" એટલે નહીં નજરે પડે એવાં હવામાં ભેળાયલાં રોગોનાં અને દર્દોનાં બીયાંનો બાળીને નાશ કરી નાખેછે.

એજ કારણને લીધે આપણામાં સહવાર સાંજ ચોક પુરી લોબાંન ધુપાવાનો રેવાજ પડયોછે. વાડી બંગલે રહેનારા તવંગરોનાં ઘર કરતાં ગીચ મોહલામાં રહેનાર ગરીબના ઘરમાં એમ લોબાન ધુપાવવું વધારે જરૂરનુંછે, કે તેથી "અંધારાંની સુરતના અણદીઠ દેવો" એટલે નજરે ન પડે એવાં હુવામાં તરતાં રોગોનાં બીયાંઓ નાશ પામે. ઉડતા રોગોવાળા દર્દીના ઓરડામાં અને તેની બાહાર એમ આતશ રોશન રાખવો ઘણો સારોછે કે તેથી તે ઉડતા રોગોનાં બીજો નાશ પામે. એમ આપણાં ઘણાંક જરથોશ્તીઓ કરેછે અને તે વાજબીછે કારણ કે તે જેમ તે બીમાર દર્દીના હકમાં તેમજ તેની સારવાર કરનારાઓના હકમાં ફાયદા ભરેલુંછે. હાલના વખતનું સુધરેલું વૈદકશાસ્ત્ર આતશની એ સેવા પુરતી રીતે કબુલ રાખેછે. આપણા જોવામાં વારેઘડીએ આવેછે કે જયારે કોઇ ઘેરમાં કોલેરા યા શીતળા જેવા ઉડતા રોગોથી મરણ નીપજેછે ત્યારે તુરત શેહેર સુધરાઇ ખાતાં તરફથી તે મરનારનાં ઘેર આગલ આતશ રોશન કરવામાં આવેછે કે તેથી ત્યાંની હુવામાં તરતાં અણદીઠ રોગોનાં બીયાંઓ બળીને નાશ પામે. એવી વખતે જેમ ખુશબોદાર અને સુગંધી બળતણ બાળવામાં આવે તેમ વધારે સારૂં કે તેથી જેમ રોગોનાં બીજો નાશ પામે તેમ તે રોગોમાંથી ફેલાયલી દુર્ગંધી પણ દૂર થાય.

ત્યારે આતશ પોતાની નજદીક આવનાર પાસે જે સારી અને તંદરૂસ્તી આપનારી ભેટ માંગેછે તે પોતાનાજ ફાયદાને માટે નહી, પણ ખુદ તે ભેટ લઇ જનારાના ફાયદાને માટે, તેનાં ખેશ કુટુંબના ફાયદાને માટે, તેનાં આડોશી પાડોશીના ફાયદાને માટે, તેનાં મનુષ્ય ભાઇબંદના ફાયદાને માટે, કારણ કે દુર્ગંધી અને દેહ બીગાડનારી ચીજો બાળ્યાથી નજદીકનાં માણસોનેજ નુકશાન થાયછે.

પણ વળી એ ભેટ તેના આપનારનાં ઇમાનની કસોટીછે. જે આતશ, સુર્યની ગરમી અને રોશનીનું આએ પૃથ્વી ઉપર નજરે પડતું

રૂપછે, જે આતશ, સુર્યની ગરમી તરીકે આએ જગતને હસ્તી અને આબાદ કરેછે, જે આતશ વીજળી તરીકે આપણી પૃથ્વી ઉપરની હુવાને સાફ અને સ્વચ્છ કરેછે, જે આતશ આકાશ અને જમીન વચ્ચે સેંકડો કુદરતના રળીઆમણા ઉપયોગી અને વિચિત્ર બનાવોનું કારણ થઇ પડેછે, જે આતશની શકિત તમારાં દીલમાં તમારી નસોમાં, તમારી રગેરગોમાં લોહી ફરતું રાખી તમારી જીંદગીની જોતને ઝળતીં ને ઝળતી રાખેછે, જે આતશની શકિત તમારા બાગ બગીચાઓ, તમારાં ખેતરો અને તમારાં જંગલોનાં ઝાડ પાનોને લીલોત્રી ભર્યાં રાખેછે, જે આતશ તમારાં કારખાનાઓમાં બળી હજારો અને લાખો ગરીબોને રોજીએ લગાડી તેઓના સુખનું સાધણ થઇ પડેછે, જે આતશ તમારાં ઘરોમાં બળી તમારી ભુખી આંતરડીના આશિશ મેળવેછે, જે આતશ તમારી આગગાડીઓની મારફતે સેંકડો મૈલના તફાવતોના મુલકો જાણે એક સાંકળથી જોડી નાખેછે, જે આતશ તમારી આગબોટો મારફતે જાણે તમોને એકી વખતે આએ બોહુળી, પોહોળી, અને ચોહળી પૃથ્વીના રહેવાસી કરેછે અને વળી જે આતશ તમોને તમારા ખોદાની, તમારા બનાવનારની, તમારા પેદા કરનારની ભાન અને યાદ આપેછે, તે આતશની અગત્યતાની, તે આતશની કીમતની તમો કેવી કદર બુજોછો તે તમારી આતશ તરફની ભેટ, જેમ એક સોની કસોટી ઉપર સોનું કસીને તપાસેછે તેમ તપાસેછે.

**૭૬ આતશને દુવા**—એ બળતાણ મેલી સેતાયશ કરનાર આતશને દુવા કરેછે કે "તું લાંબો વખત સુધી, કેઆમત સુધી આએ ઘરમાં બળતો ઝળતો, રોશન અને ચળકતો રહેજે." આતશને એવી દુવા કરી સેતાયશ કરનાર આડકતરી રીતે પોતાનેજ દુવા માગેછે, કારણકે આતશને કહેવું કે તું આએ ઘરમાં રોશન રહેજે તે પોતાનાં મકાનનેજ જાણે આબાદી ચહાવા બરાબરછે. મકાન જો કાયમ હોયતો ત્યાં આતશ પણ કાયમ રહે.

**આતશ પાસે દુવા**—સેતાયશ કરનાર આતશ પાસે નીચલી ચીજો માગેછે. જલદીથી સુખ, પોષણ અને (લાંબી) જીંદગી ઘ-

ણું સુખ, પોષણ અને લાંબી જીંદગી, મોહટાઇ, ડહાપણ, તેજગજબાન, રવાંનને માટે હુશીયારી, અકકલ, મર્દાંનગીનું કૌવત, ખડે પગે ઉભુ રહેવની શકિત, આખા દીવસના એક ત્રતીઆંઉંસ ભાગ સુવું, પોતાનાં કામ ઉપર ઉસ્તવારી, ખબરદારી અને ફરજંદજે પોષણ કરનારૂં, જાતી અકકલનું, પ્રખ્યાત, કેશ્વર ઉપર રાજ કરનારૂં, ખુબસુરત, સારી ઇજતવાળું, પેહલવાનનાં જેવું જોરમંદ; ફરજંદ, કે જે ઘેર, ખાનદાન, કશાબા અને દેશને વધારનારૂં હોય; અને સેવટે બેહરત વિષે. શિખવનાર.

હવે આપણો આતશ ખોદાના સંબંધમાં કઇ જગા સાચવેછે તે વિગેરેના ઉપલા વિચારો ધ્યાનમાં લીધા પછી સેતાયશ કરનાર આતશ પાસે એ ચીજો માગેછે, તેની મતલબ સમજવી મુશકેલ નથી.

એ દુવાઓમાં એક ચીજ આપણું ધ્યાંન ખેંચેછે તે એછેકે આતશની નીઆયશ પ્રમાણે આપણને અવસ્તામાંથી માલમ પડેછે કે માણસને માટે દીવસના ત્રીજા ભાગની એટલે આઠ ૮) કલાકની ઉંઘ જરૂરનીછે.

**૭૭ નસાથી આતશને દુર રાખવાનું ફરમાન**—આપણે ઉપર જોયું કે આતશની ઉપર ખુશબો બાળવાથી હમેશાં આપણને ફાયદો થાયછે. હવે તેની ઉપર દુર્ગંધી ચીજો જેવીકે નસો બાળવાથી આસપાસનાં માણસોને નુકશાન થાય તેટલા માટે આતશ ઉપર નસો બાળવાને મનાઇ કરીછે. વંદીદાદની ૭ મી પરગરનાં ૭૪ માં ફકરામાં એ કારણને લીધે દરેક રાહદારીને—પછી ત પગે ચાલી જતો હોય, દોડી જતો હોય, ઘોડાની પીઠ ઉપર યા ગાડીમાં સવાર હોય તેને—તાકીદ કરીછે કે રસ્તામાં જો આતશ ઉપર નસો બળતો હોય તો તે આતશને વીખરીનાંખી વધારે નસાને બળતો અટકાવે. એજ પ્રમાણે પાજંદ પતેત પશેમાંનીમાં પણ આતશ ઉપર નસા બાળવાનાં કામને ગુનાહ ભર્યું ગણ્યુંછે.

વંદીદાદની ૧૬ મી પરગરદના ૧૭ મા ફકરામાં એ ગુનાહને એક દસ્તાંનવાળી ઓરતમાં મની નાખવાના ગુનાહની બરાબર ગણ્યોછે. એટલે જેમ પાછલી બાબદમાં જેમ મની નાખનાર અને લેનાર બેઉને

નુકશાન થાયછે અને તેમની ફાકત જાયછે તેમ આતશ ઉપર નસો બાળવાથી નુકશાન થાયછે.

**૭૮ જુદા જુદા આતશોને દાદગાહમાં લેઈ જવાનું ફરમાન**—હવે વંદીદાદમાં જેમ આતશને કેટલીક અપવીત્ર ચીજોથી દુર રાખવાને ફરમાવ્યું છે તેમ જુદા જુદા ઉપયોગમાં આવતા આતશોને જાલવવાનું પણ ફરમાવેલું છે. એ ફરમાંન ઉપરથી આતશ આદરાંનો અને આતશ બેહરાંમો પરથતી વખતે જોઇતા આતશોના પછવાડેનાં લખાનોમાં ફરમાંન આપેલાં છે. એ જુદા જુદા આતશોને દાદગાહમાં લેઈ જવાથી શું બદલો મલે છે તે નીચે પ્રમાણે વંદીદાદમાં જણાવેલું છે. (પરગરદ ૮ ફકરા ૮૧–૯૬)

૧ જો કોઈ નસા પકાવતા આતશને તેની લાએક જગાએ લેઇ જાય છે તો તેને તેનાં મરણ પછી, ૧૦૦૦૦) બલતાં લાકડાંને તેની લાયક જગાએ લેઇ જવાથી જેટલું પુન લાગે તેટલું પુન લાગે છે.

| | | | |
|---|---|---|---|
| ૨ અપવીત્ર ચીજ પકાવતા આતશને | ૧૦૦૦ | બલતાં લાકડાંને લાયક જગાએ લેઇ જવા બરાબર | |
| ૩ કચરામાંના આતશને | ૫૦૦ | ,, | ,, |
| ૪ કુંભારનાં મટોડી પકાવવાના | ૪૦૦ | ,, | ,, |
| ૫ કુંભારનાં કોરીનાં વાસન પકાવવાના | | જેટલા કોરીના કટકા પડયા હોય તેટલા કટકા. | |
| ૬ ધાતુનાં કારખાનાંનાં | | જેટલાં ઓરવર હોય તેટલાં લાકડાંને (?) | |
| ૭ સોનાને પીગલાવવાના | ૧૦૦ | બલતાં લાકડાંને લાયક જગાએ લઇ જવા બરાબર | |
| ૮ રૂપુ પીગલાવવાના | ૯૦ | ,, | ,, |
| ૯ લોઢું ઓતવાના | ૮૦ | ,, | ,, |
| ૧૦ ખરીને પીગલાવવાના | ૭૦ | ,, | ,, |
| ૧૧ ભઠીઆરાના | ૬૦ | ,, | ,, |
| ૧૨ બલતાં લાકડાંના | ૫૦ | ,, | ,, |
| ૧૩ કલ્લાઇ પીગલાવાના | ૪૦ | ,, | ,, |
| ૧૪ ગાય ઢોરનાં રસ્તામાંથી | ૩૦ | ,, | ,, |
| ૧૫ લશકર ગાહ | ૨૦ | ,, | ,, |
| ૧૬ નજદીકનાં કોઇ આતશ | ૧૦ | ,, | ,, |

**૭૯ હાલમાં આતશ બેહરાંમ પરથતાં વપડાતા આતશ**—આપણે આગલ કહ્યું કે હાલમાં આતશ બેહરાંમપરથતાં જે જુદા જુદા આતશો લેવાનો રેવાજ છે તે વંદીદાદમાં વર્ણવેલા ૧૬) આતશો ઉપરથી છે. પાછલી રેવાયતોમાં એ આતશોનાં જે નામો આપ્યાં છે તે અવસ્તામાં વર્ણન કરેલાં એ વંદીદાદના ૧૬ આતશોથી સેહેજ જુદાં છે. એ નામો મી૦ કાંગા પ્રમાણે નીચે પ્રમાણે છે.

૧ મુરદાંનો આતશ. ૨ રંગારીનો. ૩ હમામ ખાનાંનો. ૪ કું-ભારનો. ૫ પંજાબી એટલે ઇંતરદી પકાવનારનો. ૬ ખોદાને યાદ કરનાર ફકીરની ધુંઇ તથા કંસારાનો આતશ. ૭ કીમીઆગર તા૦ સોની. ૮ તંકસાલ એટલે સીક્કા પાડવાની જગા. ૯ લુહારની ભઠી. ૧૦ હથીયાર બનાવનાર. ૧૧ ભથીઆરાનો. ૧૨ કલાલખાનાંનો તથા બુત પરસ્તી દેહુડાંનો. ૧૩ પાદશાહે સીપાહે તથા રાહદારીનો. ૧૪ ભરવાડનો. ૧૫ વીજલીનો. ૧૬ માજદયશ્નનો.

**૮૦ સાધારણ આતશ અને દાદગાહના આતશ વચ્ચે ફરક. બીશપ મ્યુરીનનો વિચાર**—વંદીદાદમાં ફરમાવેલાં, આતશની ઝારની મારફતે આતશો એકઠા કરવાનાં ફરમાંનનાં નવાં તત્વ ઉપરથી બીશપ મ્યુરીન અને તેને મલતા વિચારવાલાઓને માલમ પડશે, કે આપણાં ધર્મમાં ખોહલો અને દેખઇતી રીતે, સાધારણ આતશ, અને દાદગાહોમાં પરથેલા આતશ વચ્ચે ફરક દરસાવેલો છે. બીશપ મ્યુરીન કહે છે કે:—

"The second principle (of the two twin precepts viz "Do good" and "then evil) will enable the enlightened Reformers to teach the illiterate among the Parsees, to distinguish not only, as I believe they do already, between Ormazd and fire, the original and the symbol but also between the Sacred Fire, blessed in order to represent in their temples the Divinity and every other not blessed common fire; which latter they ought not to consider and treat with a superstitions awe, as if it were a separated Being endowed with intelligence and will which they do not dare to contradict and to offend by extinguising it whenever it destroys their property."

છેલા વિચારનાં જવાબમાં તો એ બોશપની ખાતરી કરવામાં આવી છે કે આપણા પારસીઓ આગ હોલવવામાં કંઇ પણ આનાંકાંની કરતા નથી. એ ફકરાના પેહલા વિચારના સંબંધમાં પણ આપણે ઉપર ખોલ્લી રીતે જોયું કે આપણા ધર્મ પુસ્તકમાં એક સાધારણ આતશ અને ક્રિયા કરી બરપા કરેલા આતશ વચ્ચે પુરતો ફરક જાલવ્યો છે.

આપણા ઘરના આતશ કરતાં દરેમેહરોમાં પરથેલા આતશને આપણે વધારે માંન આપીએ છીએ કારણકે તેમાં આપણને એક જુદુંજ માન આપનાર ક્રિયા કરેલો આતશ છે.

સદદર (એટલે સો દરવાજા) નામની ફારસી ચોપડીમાં ઘરના આતશ, આતશ આદરાંન અને આતશબેહરાંમ વચ્ચેનો સંબંધ એક ઘેરના ઘેરધણી એક વજીર અને તેઓનો એક પાદશાહ વચ્ચેના સંબંધનાં જેવો જણાવ્યો છે.

એ રીતે જેમ વંદીદાદમાં તેમજ પાછલી પેહલવી અને ફારસી કેતાબોમાં એ ફરક ખોલ્લો જાહેર કર્યો છે.

પણ હવે એ ફરક છતાં સાધારણ ઘેરના આતશ વટીકની તપાસ અને સંભાલ લેવાને ફરમાવ્યું છે, ઘેરનો આતશ જે આપણને સેંકડો ઉપયોગોમાં આવે છે તેની પુરતી માવજત લેવી જોઇએ, અને તેને રોશન રાખવો જોઇએ, એજ કારણને લીધે કેરશાસ્પને વિષે પાછલાં પેહલવી લખાંણોમાં અને બરજો—કાંમદીનની રેવાયતમાં લખે છે કે તેને, તેના મરણ બાદ આતશને અપમાંન આપવાને લીધે, પેલી જેહાંનમાં દુઃખ વેઠવું પડ્યું હતું. એ દાસ્તાંન પ્રમાણે કેરશાસ્પ સરવર નામના સાંપને મારવાને ગયો હતો. નદીના કીનારાપર એ સાંપ બેઠો હતો. તેના લીલા રંગને લીધે કેરશાસ્પે તેને પીછાંન્યો નહી અને જમીનજ સમજી તે ઉપર ખોરાક પકાવા એક દેગ ચહડાવી. સાંપને ગરમી લાગવાથી તે હીલ્યો અને દેગ પડી ગેઈ. કેરશાસ્પ હજુર સમજયો નહી, તેણે ભુલમાં આતશ ઉપર ગુર્જ માર્યો કે કેમ મારૂં ખાનું જલદી પકાવતો નહીં. એમ આતશને અપમાંન કરવાને માટે રેવાયત પ્રમાણે તેને પેલી જેહાંનમાં ઘણું ખમવું પડ્યું અને તેની તરફથી પછી જરથોસ્તને વચ્ચે પડવું

પડયું. આતશની સંભાલ રાખવા માટે નશીહેત આપવા એ દાસ્તાન પછવાડેથી લખાયું છે. પણ એ બાબતનો ઇસારો યજશનેના હાવનીમ નામનાં ૯ મા હામાં ખોહલો આવ્યો છે. પણ ત્યાં આતશને મારવાની વાત મુદલ નથી. તે લખાંણ પ્રમાણે તો તે દગ પડી જવાથી કેરશાસ્પ બોહીને નાહથો.

---

સમાપ્ત.

---